

# સુંદર સ્ત્રી વિલાસ.

## મનોહર ગરબાવળી.



કીમત ૦-૮-૦

3553

મોટી.

# सुंदर स्त्रि विलास मनोहर

गरबावळी

ઘણા ગ્રંથોમાંથી સંગ્રહ કરીને.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર. મગનલાલ દેવચંદ.

આવૃતી પહેલી.

દોહરો.

રશીક કાવ્ય સંગ્રહ કર્યો સર્જન કાજ જરૂર,
વાંચો સર્વ વિવેકથી ઉપજે આનંદ ઉર.

અમદાવાદ મધ્યે.

न्यायसागर प्रेसमा.

શા. મગનલાલ વ્રજભુખણદાશે છાપા

સંવત ૧૯૪૫ સને ૧૮૮૯

કીંમત રૂ. ૦-૮-૦

# અનુક્રમણિકા.

# અનુક્રમણિકા

# सुंदर स्त्री विलास मनोहर

## गरबावळी.

---

### શ્રી નાથજીના મહીના.

કારતક માસેરે કહાંનજી, મુકી ચાલ્યા પરદેશ;
હુંધુ નાગરે નાંધડી, જોબન બાળેરે વેશ.
ગોકુળ આવો શ્રી નાથજી. ૧
માગસર માસેરે માવજી, વશીઆ શામ રે તેડ;
પિંજર લાગ્યાંરે ઝુરવા, આંખે આંસુડાંની રેલ. ગો૦ ૨
પોસ સાસેરે દેહરી. તોયે સ્નેહ ના વીશરાય;
આડો હીમાળો ડુલટો, તેથી કંપેરે કાંપ. ગો૦ ૩
માહા માસેરે શેજડી, ભાજી વેરણ રાત, !
પેઉજી મારારે ઘેર નહીં, કેમ જાય દીવસ મહારાજ. ગો૦ ૪
ફાગણ ફુલ્યોરે ફુલડે, ફુલ્યાં કેશર કેરાં ઝાડ;
તેનાં છંટાવું છાંટણાં, ઉડે અબીલ ગુલાલ. ગો૦ ૫
ચઇતરે ચંપોરે મોરીઓ, મોરી અરાડે ભાર;
માલણ લાવેરે મોગરો, કાચી કળીઓનો હાર. ગો૦ ૬
વૈશાખેરે વન વેડીયાં, વેડી આંબલીયાની શાખ;
વેશ ધોળાવુંરે વાટકી, જમીએ કાનની સંગાથ. ગો૦ ૭
જેઠે જાણ્યુંરે આવશે, ના આવ્યા સ્યામ શરીર;
બપૈયારે પીઉપીઉ કરે, મારે હઈયે નવ રહે ધીર. ગો૦ ૮
અષાડેરે ઘન ઉનઠ્યો, માથે ચડ્યોરે ઘનઘોર;

વીજળડીરે ચમકા કરે, બોલે મધુરાશા મોર. ગો० ९
શ્રાવણ વરસ્યારે શરવડે, નદીએ નીર અપાર;
કોયલડીરે ટહુકા કરે, બેશી આંબલીવાની ડાળ. ગો० १०
ભાદરવોરે ભલો ગાજીઓ, વરશે મુશળધાર;
પીઉજી મારા મધુપુરમાં, શાલે શોકલડી અપાર. ગો० ११
આશો માસે દીવાળડી, આવ્યા શામ શરીર;
થાળ ભરરે મોતીડે, વધાવું શુભદ્રાના વીર. ગો० १२
બારે માસ પુરા થયા, કેહેછે કવિરે કરજોડ;
ગાય તેનારે પુરજો, કોડ શ્રીરે રણછોડ. ગો० १३



## ગોપીઓની સ્તુતિના મહિના.

(કારતકે કાજળને તજીયું એ રાગ.)

કારતકે કોટી કલ્પના કરીએ, ગોકુળઆમાં પેલાં થઇ ફરીએ,
સુખદુઃખ સરવે સહી રહીએ, ઓધવ મારી સ્તુતી કહેજો;
દુઃખરે મારૂ દિલ મધે લેજો. ઓધ० १
માગશરે મેણાં લીધાં માથે, જીવણજીએ વચન આપ્યાં હાથે;
કે રજની રમીસુ તમારી સાથે, ઓધવ મારી સ્તુતી કેહેજો. २
પોશે તો ધીરજ કયમ ધરીએ; કોહોતો વાલા વિખડાં ખાઇ મરીયે;
જીવણવિના જીવીને શું કરીએ, ઓધવ મારી સ્તુતી કેહેજો. ३
માહેતો મીત્રો તોડી મારી, વાલે મારે કુબજા કરી નારી;
આશું કીધું મોહન મોરારી, ઓધવ મારી સ્તુતી० ४
ફાગણે ફીકર કરૂ મનમાં, દિવસ રાત તાપ તપે તનમાં;
વછુટી જેમ હરણી ફરે વનમાં, ઓધવ મારી० ५
ચઇતરે ચીત કરે ચાળા, મુકી ચાલ્યા મોરલી તો વાળા;
દરશન તમે દોની નંદલાલા, ઓધવ મારી સ્તુતી० ६

વઇશાએ વનમાં કોયલ બોલે, તેથી મારાં ત્રણભુવન ડોલે;
જોબન મારૂં જાય છે જકજોલે, એ માધવ મારી સ્તુતી૦ ૭
જેઠેતા જળ ભરીઆં નેણે, બંધન મારા હરીવરને કહેણે;
ખટકે વાલા નાથ તણે મેણે, એ માધવ મારી૦ ૮
અશાડે તો ઇંદ્ર ધારે વરશે, પીઉ વિના મન મારૂં તલસે,
મોહનવર મેહેર હવે કરશે, એ માધવ મારી૦ ૯
શ્રાવણે સાંભળ સાહેલી, નમેરા તો નાથ ગયા મેલી;
ગોકુળીયામાં થઇને ફરૂં ઘેલી, એ માધવ મારી૦ ૧૦
ભાદરવે સુંદર મેરો હમને, ઝાઝું હવે શું કહીએ તમને;
વાયદા કરી વાલ્યાં અમને, એ માધવ મારી૦ ૧૧
આસો માસે આવી દીવાળી, ઘેરરે આવ્યા મોહન મોરારી;
હળીમળી સઉ સખીઓ લો તાલી, એ માધવ મારી૦ ૧૨
બારેરે માસ રાગેતો કરીઆ, દાસ રણછોડના સ્વામી મળીયા,
તેથારે મારાં જનમ મરણ ટળીયાં, એ માધવ મારી સ્તુતી કેજે. ૧૩

---

## રાધાના વીલાપના મહીના.

કારતક માસે કથજીરે, જઇએ ના એમ;
રૂદન કરેરે રાણી રાધીકા, ભીજે આંસુડે એમ;
હરીવિના હઇડાં સુકાઇજે, પાપી પ્રાણ ન જાય,
લામી છવડો ન જાય, શુરે છવું સંસારનું. ટેક. ૧
માગસર માસે માંનુ નહીરે મારા મોહન લાલ,
સુની દીસે સુંદર સેજડી, પેટડીયામાં ફાળ. હરીવના. ૨
પોસે માસે રૂચે નહીરે, સુખ સંપત સાજ;
અમરાવ મેલ્યાંરે આ સમે, વેરણ જાય ન રાત. હ૦ ૩
માહા માસે મારાજનેરે, તેડી લાવેને ઘેર;

નયણે નીરખું મારા નાથને, થાય લીલારે લેહેર. હ૦ ૪
ફાગણ ફુલ્યોરે ફુલડે, ફુલ્યાં કેસુરે વંન;
અબીલ ગુલાલના છાંટણાં, એવું કીશું વસંત. હ૦ ૫
ચઈતરે ચીત ચાહે નહીરે, પેહેરવાને ચીર;
સ્વામીવિનારે શણગાર શા, કેમ સજીએ શરીર. હ૦ ૬
વઈશાખે વન વેડીયાંરે, વેડી આંબાની ડાળ;
કોયલડીરે ટહુકા કરે, શબ્દ સુણ્યોરે રસાળ. હરી૦ ૭
જેઠમાં જીવ અકળાયછેરે, ઘરમાં ઘડી ન રહેવાય;
બીઆર ભડકા થાય છે, અગની વૃષ્ટે ના સેવાય. હરી૦ ૮
અસાડ માસે હુતો નહીં નમુરે, નમ્યો નવલોરે મેહ;
ચેરંતારે બાદળ ઉલટ્યાં, સોસે સુકાણી દેહ. હરી૦ ૯
શ્રાવણ વરસ્યા સરવડેરે, નદી જળ છલકાય;
કહો શખી કેમ કીજીએ, ધીરજ નવ ધરાય. હરી૦ ૧૦
ભાદરવો ભલે ગાજીયોરે, વરશ્યો ઉતર દેશ;
હુંરે પોઢી રંગ મોહલમાં, પીઉ છેરે પરદેશ. હરી૦ ૧૧
આસો માસે હરી આવિયારે આનંદ ઓછવ થાય;
ઘેર ઘેર બાય વધામણી. હઈડે હરખ ન માય. હરી૦ ૧૨
બારે માસ પુરણ થયારે, તરમે પુરી આશ;
કરજોડીનેરે વિનવે, ગાય નરશઈયો દાસ.  હરી૦ ૧૩

---

## પતીને પરદેશ ન જવા દેવા વિષે ના મહિના.

( ઓધવજી સંદેશો કેજો શામને. એ રાગ. )

કારતક મહિને અબળા કેહે છે કંથને, હવે શીઆળો આવ્યો, સ્વામી નાથજી,

હીમાળો વાયોરે હમકી ટાઢમાં, શું શોધો પરદેશ જવાનો સાથ જો. એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૧
માગશર મહીને હોંશ ઘણી મન માહરે; રસીયા સંગ રમ્યાની માજમ રાતજો;
ઘુંઘટડો કાઢીરે ઘર આગળ ફરૂં, પીઉ મેલો પરદેશ જવાની વાતજો; એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૨
પોસે જે અબળાને પીઉડે પરહરી, તે નારીનાં પુરણ મળીયાં પાપજો; સાસરીએ રહીને તે શાં સુખ ભોગવે, મઈયરમાં નવ ગોંઠે માને બાપજો, એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૩
માહા મહીને નવ કરીએ નાથ મુસાફરી, ઘણી સારિ જઈ ભાવો ઓરી બારજો,
જોગીને જમશુંરે મારા વાલમા, જરૂર નહી જવા દેઉ ઘરથી બહારજો. એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૪
ફાગ રમે ફાગણમાં નરને નારી ા, ઘેર ઘેર નઉતમ કઉતક નવલાં થાય જો.
જે નારીનો નાવલીઓ નાશી ગયો, કોહો તેણે કેમ નજરે જોયું જાયજો. એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૫
ચઇતરમાં ચતુરાને પંથ ન ચાલવું, જો ઘેર નારી સારી ચતુર સુજાણુજો; વહાલપણે વચનેરે પીઉને વશકરે, નીરધારયું તે પડયું રહે પરીયાણુજો. એ મહાને નવ જઈએ પીઉ પરદેશમાં. ૬
વ વસીયા વાયારે પોષું વઈશાખના,રજ ઉડેને મારૂગારિક મેલું થાય જો નથનીનું મોતીરે હીરો હારનો, કહો પર હાથે તે કયમ ધીરયો જાયજો; એ મહીને નવ જઈએ પીઉ પ્રદેશમાં. ૭
જેઠતો પરદેશે જાવું દોહલું, ઘોમ ધીકે ને લાય જેવી લુ વાયજો
કોમળકે કાયારે મારા કંથની, વણ શીંચ્યાં જેમ ફુલડાંયાં કરમા

યજો; એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૮
અબરખન છાઈરે માસ અશાડમાં, મોર બેહેને મેહ વરશે મુશળધારજો;
કચરોને કાદવરે મચી છે એહની, પંખી માળા ઘાલે ડારો ડારજો. એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૯
શ્રાવણમાં શીવ પુજીને મુખ માગીયે, વાલાનો નવ થાજો કદી વીયોગજો;
ઊમીયાના સ્વામીજી આપો એટલું, સાસુના જાયાનો નીત્ય સંજોગજો, એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૧૦
ભાદરવો ભરજોબનનો ફરી નહી મળે. વહી જાસે જેમ નદીયો કેરાં નીરજો.
એવારે દીવસ એળે નવ કાહાડીએ, વાત વીચારી જુઓ નણંદના વીરજો. એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૧૧
આસોના દીવસતો અતી રળીયામણા, ખાવું પીવું કરવા નવલા વેસજો.
ભેગાં બેશી જમીએ રમીએ સોગટે, છાતીમાં ભીડીને રાખુ છે લજો. એ મહીને૦ ૧૨
માસ અધીકમાં અધીક પણે શું કીજીએ, રોહો જોડીને નેણ સંગાથે નેણજો;
જેમ ન છુટે છુટો કામ ગોલીરનો, દાસ દયાના પ્રીતમ જાણ પ્રવેણજો; એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૧૪

## પંદર તિથીઓ.

સાંભળ સેપર વાતડી, મુજ દીલની આજે;
હાંહાંરે મુજ દીલની આજે,
સ્યામ સખી તજી ગયા. જુરે દીવસને રાતે;

હાંહાંરે જીરૂં દીવસને રાતે. ૧
પડવે પ્રીતી મેં કરી, પાતળીઆ શાથ. હાંહાંરે.
દુઃખ દરીયામાં મહેલીને ગયા મુજને નાથ. હાંહાંરે. ૨
બીજે અંતર બીડીયું, તપી વ્રેહને તાપે હાંહાંરે,
ગેની શામને મારીઓ, કહીએ કો આગે. હાંહાંરે,
ત્રીજે કેમ તજી ગયા, શો વાંક હમારો, હાંહાંરે
કુબજાશું રંગે રમ્યા, ઘટે તોલ તમારો. હાંહાંરે ૪
ચોથે ચીત મેં જાણીયું, હરી આવી મળશે, હાંહાંરે.
સુખ સખી સહુને થશે, દુખડાં દુર ટળશે હાંહાંરે. ૫
પાંચમે પીડ હું જાણતી, કરતી નવ પ્રીતી, હાંહાંરે.
કાળજ કોરી નાખ્યું, કરી દુશમન રીતી. હાંહાંરે. ૬
છઠે છળકરી છેતરી, ગયા ગોકુળ મેલી. હાંહાંરે.
વૃહે અગ્નિની આંચમાં, મુકી મુજને ઠેલી. હાંહાંરે. ૭
સાતમે સઉ સખીઓ મળી, વીચાર શો કરવો, હાંહાંરે.
જીવણ જો આવે નહી આ દેહ નથી ધરવો. હાંહાંરે. ૮
આઠમે ઓધવ આવીયા, તેણે જોગ બતાવ્યો, હાંહાંરે.
બહુ રીત સઉ સમજાવીયાં, ગોપી મન ન ભાવ્યો. હાંહાંરે. ૯
નોમે નમી ઓધવ કહે, તમ પ્રેમે હું રાચ્યું. હાંહાંરે.
પ્રેમ ભક્તિ મુજને મળે, હરી પાશે હું જાચું. હાંહાંરે ૧૦
દસમ દીન મથુરાં દિશે ઓધવજી આવ્યા. હાંહાંરે
આવંતાં હરીએ પુછીઆું. સમાચાર શા લાવ્યા. હાંહાંરે ૧૧
એકાદશી ઓધવ બોલીયા, મુંજ ગર્વ ગળ્યો છે; હાંહાંરે;
ગોપીના પ્રેમ આગળે, જોગ ઝાંખો પડયો છે. હાંહાંરે. ૧૨
દ્વાદશી દીને દવ બળે જે રીતે વનમાં, હાંહાંરે;
તે રીત વહે વ્યાપીઓ ગોપીના તનમાં, હાંહાંરે. ૧૩

તેરશે તન વિચાર્યું પ્રભુએ મન માંહી, હાંહાંરે,
ગોપી સહુને સુખ દેવા જાવું ગોકુળ માંહી. હાંહાંરે. ૧૪
ચઉદશ દીલ ચીંતા કરે સહુ વ્રજની બાલા, હાંહાંરે,
હજુ સુધી ના આવિયા સખી નંદના લાલા. હાંહાંરે. ૧૫
પુનમ દીન પ્રભુ આવિયા આનંદની હેલી, હાંહાંરે,
થાળ ભરી શુભ મોતીયે, ગોપી થઇ છે ઘેલી. હાંહાંરે. ૧૬
પંદરે તથીઓ પ્રેમની સહુ સુણજો કરણી, હાંહાંરે.
રણછોડ કહે છે કરગરી, પ્રભુ રાખજો શરણી. હાંહાંરે. ૧૭



## આઠ વાર.

( કારતકે કાજળને તજ્યું એ રાગ. )

આદીતે આકળ કળા તારી, જાવુંરે હું તો વદન કમળ વારી.
શ્રીકમજી હું તો છું તારી, આવોને ઘેર જસોમતીના જાયા;
મને તારી લાગી છે માયા, આવોને. ટેક. ૧
સોમે તો શામે સોહાગી, મને તો તારી લેહે લાગી.
કટારી કાળજડે વાગી. આવોને. ૨
મંગળે તો મન વિચાર કરીએ ધીરજ તો કેઇ પેરે ધરીએ.
દીવસ રાત રોઈ રોઇને મરીએ. આવો. ૩
બુધે તો બુદ્ધિ વિચારો, દાખરે મારૂ દીલ મધે ધારો.
મને વૃહે અગ્નિમાં શીદ બાળો આવો ૪
ગુરૂવારે ગુણ ગાઉ તારા, અવગુણ તો ચાહે હમારા,
આંખે વહેછે આંસુની ધારા. આવોને. ૫
શુંકરે શુ કરીએ હેલી, નમેરાતો નાથ ગયા મેલી.
હવે મારૂ કોણ થશે બેલી. આવોને ૬
શનીવારે શામળીયો આવ્યા, થાળ ભરી મોતીડે વધાવ્યા.

ગોપીનાં સુખ સાગર કાવ્યા. આવોને. ૭
સાતવાર સમજીને ગાશે, તેના સહુ દુઃખ દાળીદ્ર જાશે,
કવી કહે સુખ સંપત થાશે. આવોનો. ૮

## સાતવાર.

( રઘુપતિ રામ રૂદેમાં રેહેજોરે. ( એ. રાગ. )
રાધે કહ્યુ માનની તું મારૂંરે, એમાં સુખછે તેનું ને તારૂ,
રાધે કહ્યું નામની તું મારૂંરે, ટેક
સોની શીસ ચઢીછે આવીરે, નથી મુકતી માન મનાવીરે,
તેનું કારણ દેની બતાવી. રાધેકહ્યું૦ ૧
રવી પ્રગટ થાશે ઘડી બેમાંરે, પછી દીવસ જશે કયમ વૃદેમરે
તે તું જોની વીચારી રૂદેમાં. રાધેકહ્યું૦ ૨
શો મન મનસુબો આવેરે, પ્રતી ઉત્તર કાંઇ ન બતાવેરે
કહેતો તે નમી પાગ મનાવે. રાધેકહ્યું૦ ૩
ભોમે શાને આસન કર્યુંછેરે, આશું નેત્રમાં નીર ભર્યુંછેરે
દુઃખ આવડું શાને ધર્યુંછે. રાધેકહ્યું૦ ૪
બુદ્ધ કયાં ગઇ સગળી તારીરે, બેઠી પીઉ સંગ શેશ વધારીરે;
એતો બંનેને દુઃખ કારી. રાધેકહ્યું૦ ૫
ગુરૂ થૈ સહુને સીખ દેતીરે, તે તું કયમ થઇછે હઠેતીરે,
તેનું કારણ કયમ નથી કેતો. રાધેકહ્યું૦ ૬
શું કરશે તુ મુને બોલાવીરે, રાખી મુગટમાં મનની ભાવીરે,
દીધું માનનું મુલ બતાવી. રાધેકહ્યું૦ ૭
એમ સુણી સખી કગતું વેલીરે, તે તો તારૂં પ્રતીબીંબ હેલીરે,
ફરી દેખાડું ચાલ સાહેલી, રાધેકહ્યું૦ ૮
એમસુણીશામાઅટકળ ટળીયાંરે, જઇ પ્રાણ પ્રીતમજીને મળીયાંરે,
બેઉ સુખ સિંધુમાં ભળીયાં. રાધેકહ્યું૦ ૯

સાતવારને માન ચરીત્રરે, સુણતા સઉ થાય પવીત્રરે,
દયારામની વાણી વીચીત્ર, રાધે કહ્યું માનની તું મારૂંરે૦ ૧૦

## નરસિંહજી મહારાજનો ગરબો.

ગણપતી સરસ્વાતીને સમરૂ બેઉ રહુ કરજોડરે હો,
નરસિંહજીનો ગરબો ગાતાં કોઈમા દેશો ખોડ,નરહરી લટકાળા.
ધણી મેહેર કરો માહારાજ ગુણ નીધા છોગાળા. ટેક. ૧
દહાર્ગીપુરે દરવાજે જાતાં જમણા હાથની ઓળરે હો,
રાજ રાજેશ્વર શીવજીના શાંમી નરસિંહજીની પોળ. નર. ૨
શેહેર તણી તે શી કહુ શોભા વરણ વશે છે અઢારરે હો,
નરસિંહજીના રાજમા કોઈને દુઃખ નહી તલભાર. નર. ૩
ડોશીવાણીયા નાણાવટીને ગાંધી સરાફીયા સરરે હો.
બેઉ ઓળમાં બહુ છે વસ્તી ચુડગરને કંસાર, નરહરી. ૪
પુર્વ દીશાએ અંબા ભુજાને ઊત્તર બહુચર ગાજેરે હો,
પશ્ચિમ માં તો પીર વશે છે દક્ષિણ હનુમંત બીરાજે, ન. ૫
ચાર દીશાએ જબરી ચોકી બીજા દેવ અપારરે હો;
શેહેર વચ્ચે નરશીંહજી ગાજે, શો શત્રુનો ભાર. ન. ૬
સિંહાસન આશન ઉપર અલબેલા બીરાજેરે હો,
મંદીરની તે શી કહું શોભા નીત્ય ચોઘડીયાં વાજે. નર. ૭
પિતાંબર જરકશીના વાઘા પાઘ કલંકી પટોરે હો,
મોર મુગટને કાને કુંડળ જોઈ ચિતમાં લાગે ચટકો. ન; ૮
લાલ હીરાને માણેક મોતી શોભાનો નહી પારરે હો,
આભુશણની શોભા દેખી મન કરે વીચાર. નરહરી. ૯
નીત નીત શોભા નઉતમ દીસે જોતાં પોહોચે આશરે હો,
જમણે હાથે જોત દીવાની અખંડ બારે માસ. નરહરી. ૧૦

નરસિંહજીની નીતી કહીયે ત્રણ લોકથી આજીરે હો,
ઘીનાં ટાંકાં ઘેર ભરચાં પણ નરસિંહ લોટપર રાજી. ૧૧
એમ આરતી શોભે કેવી આનંદ શરખુ થાયરે હો,
ઘંટને ઘડીયાળો વાગે ગાન ગુણીજન ગાય. નરહરી. ૧૩
દશરાને દીવશ વાલો અંબાડીમાં બીરાજેરે હો,
અઇરાવતની શોભા દેખી કામ કોટીક તો લાજે, નર. ૧૩
આઠમ ચઉદશ દીવાળીયે, આનંદ ઓછવ થાયરે હો.
શ્રાવણ માસની શું કહું સોભા એ ન વરાણવી જાય. નર. ૧૪
શ્રાવણ વદી ત્રીજને દાહાડે કાજળીનો મણીમાયરે હો,
પાછલી રાતે હીંડોળાના ઘુઘરા છુટી જાય. નરે. ૧૫
કારતક માસની શોભા કહીએ પ્રભુનુ લગનજ થાયરે હો,
શુદ ચઉદશની દીવીઓ જોતાં ગાત્ર નરમ થઇ જાય. નર. ૧૬
ચઉદશની તો દીવીયોને પુનમનો વરઘોડોરે હો,
તુળશી વડીયે દરશન કરવા સજન સહુકો દોડો. નરે. ૧૭
ચારે પાસે ચમર ઢળેને બહું બોલ છડીદારરે હો
ખમા ખમા સહુ મુખથી કેહે છે શોભાના નહી પાર નર. ૧૮
ઇદ્રાદીકનો નારદ સરવને અંત્રીક્ષ જોવા આવેરે હો,
ધન બાણાભાઇ ભાગ્ય તારૂ નિત્યે લાડ લડાવે ન. ૧૯
ધન તાત ધંન માતા તારા ધંન તારો અવતારરે હો,
નિત્ય પ્રભુને લાડ લડાવે ભાગ્ય તણો નહી પાર. નં. ૨૦
પરણીત્રિન પાછા વળ્યા ને આવ્યા રાજ અવાસરે હો,
તરેહ તરેહની આતશબાજી ઊડે પ્રભુની પાસ. નં ૨૧
ત્યાંથી પ્રભુ આગળ પધાર્યા આવ્યા મંદીર માંજારરે હો,
દેવ સર્વ વિમાને બેઠી કરે પુસ્પવરષ્રી અપાર. નં. ૨૨
નરસિંહજીનો ગરબો ગાયો સુણજો સહુ નરનારરે;
બે કરજોડી શીવલાલ રહે પ્રભુ ઉતારે ભવપાર. નર ૨૩

# બહુચરાજીનો ગરબો.

સરસ્વતિ માતાને વિનવું કરજોડિ કહું છું, હાંહારે કરજોડી.
શહેર કરો મુજ દાશને તમ સરણે રહું છું; હાંહારે તમ ૧
શહેર તે વીરજ ક્ષેત્રની શોભાછે સારી, હાંહારે.
વરણ અઢાર વાશો વશે વસતીજે ભારી, હાંહારે. ૨
ધર્મરાજ ગાયકવાડનું લાગેછે સારૂં;
સહુવસે સુખ ચેનમાં જોઇ મન હિસે મારૂં. હાંહારે. ૩
દંતસાફ કરે એક રીતથી નહી વાલો વેરી;
બ્રાહ્મણ સઉ આશીશ દીયે ફરે શેરી શેરી. હાંહારે ૪
સહુને સુખ આરાજમા છે સોસો વજેર;
પ્રભુ અખંડ રાખ આ રાજયને શું કહુ ઝાઝેરૂં હાંહારે. ૫
બ્રાહ્મણને બહુ પ્રેમથી દે દાન અતીસાં, હાંહારે.
શ્રાવણ અધીક માસમાં નવ કરવા દે હીસા. હાંહારે. ૬
સદા વાસએ રાજમાં પ્રભુ આપો અમને; હાંહારે.
દેવીરાજ ગમે ઘણું પ્રભુ શું કહું તમને. હાંહારે. ૭
શહેરમાં સ્થાનક દેવના શોભાશી કહીએ, હાંહારે.
એક એકથી અતી ઓપતાં જોઇ વીસમ થઇએ; હાંહારે ૮
સુંવાળથી બહુચર માવડી ત્યાં આવી રહ્યાંછે,
સુખ આપે દુઃખ કાપીને સહુ કષ્ટ ગયાંછે હાંહારે ૯
શહેર સમીપે સ્થાનકે માનુ ચીત્ર દશાએ, હાંહારે
દીવસના નવ વાગતાં બહુ શોભા થાએ. હાંહારે. ૧૦
દીપ પે થાય આરતી સહુ દરસને આવે, હાંહારે.
ઘણા લોકને નીમછે કંઇ આવે ભાવે; હાંહારે. ૧૧
બહુ લોકને એમછે દરસન નવ થાયે; હાંહારે.
તે દીવસ અપવાસ કરે તે અન્ન ખાયે. હાંહારે. ૧૨

એવા નીમજ રાખીને જે દરસને આવે; હાંહાંરે.
માજી ચીંતા રાખીને પુરે આશા ભાવે. હાંહાંરે. ૧૩
શણગાર નાના શોભીતા રચનાછે સારી. હાંહાંરે.
હીરા રત્ન ને હેમના માંહી ચુનીએ ભારી. હાંહાંરે ૧૪
કંઠે ચકાચગ આરંપીઓ હિસંતો રૂડો; હાંહાંરે. ૧૫
બાંહે બાજુબંધ બેરખાં માંહી સોના ચુડો. હાંહાંરે ૧૫
હીરાં રત્નની કાંગણી માંહી ચુનિયો ઝળકે; હાંહાંરે
ખરા મોતીના ગલચવા માંહી લિલમ લળકે, હાંહાંરે ૧૬
કાને કળા ફુલ શોભીતાં નાકેછે વાળી. હાંહાંરે,
જાતિની બાંધી દામણી માંહી મણીઓ ભાળી, હાંહાંરે, ૧૭
આંગળીએ વેઢ વીંટીયો છલે ઘુઘરી ધમકે; હાંહાંરે
પાયેતે કલ્લાં કાંબીયો તોડા ઝાંઝર ઝમકે. હાંહાંરે ૧૮
જગ મોતીનું કાપડું લેના વટ ટીલડી ચોડી; હાંહાંરે
પાંચ પટાનો ચ ઘરો સાડો કસબી ઓઢી હાંહાંરે ૧૯
પાછળ બાંધ્યો ગોફણો માંહી ઘુઘરી ઝાઝી હાંહાંરે
આયુધ શણગાર સરવે સજી બેઠાછો માજી. હાંહાંરે. ૨૦
જોતો એ ધીની બળે જોઈ રવી શોભ થોભે; હાંહાંરે.
તેજ જોઈ મઈયા તણું મારૂં મનડું લોભે. હાંહાંરે. ૨૧
તેજ ન મળે ત્રણ લોકમાં રવી ઝાંખો થાય; હાંહાંરે.
અકળસ્વરૂપ બોંબ પ્રકાશ્યું બહુચરી માયે હાંહાંરે. ૨૨
વીરક્ષેત્રમાં વાસો વસ્યાં રહું સુણજો કાને; હાંહાંરે.
બહુ લાવે વધામણા મસ માનતા માને. હાંહાંરે. ૨૩
દુઃખ કાપી સુખ આપોછો મા દીન દયાળી; હાંહાંરે;
વીરક્ષેત્રની રક્ષા કરો મા બહુચર બાળી. હાંહાંરે. ૨૪
સેવક પોતાનો જાણીને મા રાખો પાશે; હાંહાંરે.

અરજ સાંભળી તેહની મા પુરજો આશે. હાંહાંરે ૨૫
દાન શેવકની વિનતી રદીયામાં ધરજો, હાંહાંરે,
ભીડ પડે ત્યાં બહુંચરી આવી સંકટ હરજો. હાંહાંરે. ૨૬
ગરબો શીખી સાંભળી નીત પાઠ કરશે; હાંહારે.
કોટીક પાપ પ્રલે થઈ તે સેજમાં તરશે. હાંહાંરે. ૨૭
રણછોડ દાસ તો વીનવે બેઉ કરજોડી, હાંહારે.
આશ પુરો મુજ દાસને બુદ્ધિ છે થોડી. હાંહાંરે. ૨૮
ભુલ ચુક હોય માહરી તે માફ કરજો, હાંહાંરે.
વીનતી સુણી આ દાસની તે કાને ધરજો. હાંહાંરે. ૨૯
વાસ તે વીક્ષેત્રમાં પરા રાજમાં રહુછું, હાંહાંરે.
રાત દીવસ મા રક્ષા કરો, કરજોડી કહુછું. હાંહાંરે. ૩૦

## અંબાજીનો ગરબો.

( ગોરમાના ગરબાનો રાગ. )

હુતો ગણપત લાગુ પાય કે ગઉ ગરબો આરાસુરી તણોરે લાલ.
આરાસુરમાં બેઠી માતકે મહીમા અતી ઘણોરે લાલ. ૧
માને પારે આવે લોક કે દુર બહુ દેશથીરે લાલ,
આવે બાળ જોબનને વર્દ્ધકે અતી ઘણે હેતથીરે લાલ. ૨
માજી દીવસમાં ત્રણ રૂપ કે ધરે અતી શોભતારે લાલ,
જોબન બાળ અને વળી વરૂધકે, આયુધ ઓપતારે, લાલ. ૩
માને છત્ર સોનાનું છાજે કે, રત્નની જુલ્ય છે લાલ;
ફરતી હીરાની છે કોર કે છત્ર અમુલ્ય છે રે લાલ. ૪
કુશરી ઉપર બેઠી માત કે સહુ આયુધ ધરીરે લાલ,
કોટી સુરજ ઝાંખા થાય કે લલાવટે આડ કરીરે લાલ. ૫
માને શોભીનાં શણગાર કે શોભા શી કહુરે લાલ.

માનો શેષ ન પામે પાર કે હુતે શું લહુંરે લોલ. ૬
માને કંઠે એકાવળ હાર કે શોભે અતી ઘણોરે લોલ,
માને બાંહે બાજુબંધ કે ચુંગ સોના તણોરે લોલ ૭
હીરા રત્નતણી કંગણીએ કે ચુનીઓ મહી અતી ઘણીરે લોલ
સાચા મોતીના ગજુબંધ કે મધ્યે છે મણીરે લોલ. ૮
માને કાને કળ ફુલ કે નાકે વાળી શોભતીરે લોલ,
માને શેંથો પુર્યો અનુપ કે દામણી ઓપતીરે લોલ. ૯
માને દશે આંગળીએ વેઢ કે ઘુંઘરી ઘમઘમેરે લોલ,
માને કલાં કાંબી કે ઝાંઝર ઝમઝમેરે લોલ. ૧૦
માને ચણીઓ ચોળીને ચીર કે ઓઢી ચુંદડીરે લોલ,
માના ચોક વચે સહુ નાર કે ફરે બહુ ફુદડીરે લોલ. ૧૧
માને ઘીની બળે છે જોત કે જોઈ રવી થાભીઓરે લોલ,
માનુ તેજ જોઈ મન માંહે હુતો લાભીઓરે લોલ. ૧૨
માના દરશણથી દુઃખ જાશે કે પાપ સહુ બળેરે લોલ,
શું કહું મંડપની શોભાવ કે મુખથી અમી ઝરેરે લોલ. ૧૩
માને માન સરોવર સાર કે માંહી અમરત ભર્યુંરે લોલ,
તેમાં જે કોઈ જઈને નાહે કે તેહનું કામ સર્યુંરે લોલ. ૧૪
શું કહું સ્થાનકની સોભાય કે કામ મીના તણુંરે લોલ,
માનો પુનમે સંગ ભરાય કે શું વરણવ કરૂંરે લોલ. ૧૫
ફરતી બંગલાને બેઠકો કે અતી ઘણી ઓપતીરે લોલ,
માને સનમુખ છે એક વાવ્ય કે સુંદરી શોભતીરે લોલ. ૧૬
ત્યાંથી ચાલ્યા ઉત્તર માંહ કે સુંદરી બાગછેરે લોલ,
શું કહું આરાસુરની સોભાય કે રચના અથાગછેરે લોલ. ૧૭
માને સુરીજન મુનીજન શેવે કે બ્રહ્મા ધ્યાન ધરેરે લોલ,
માને નીશદીન સનમુખ ઉભાકે સ્તુતી કરેરે લોલ. ૧૮

આનો ગરબો જે કોઇ ગાય કે નીત્ય પાઠે કરેરે લોલ.
કોટીક પાપ પ્રલે થાય કે તે સેહેજે તરેરે લોલ. ૧૯
માજી સેવક જાણી તારો કે કરૂણા કીજીએરે લોલ,
માજી દીન સેવકના વીનતી કે ઉરમાં લીજીએરે લેલ. ૨૦
માજી ગુણ ગાઉં નીશદીન કે બુધ્ધી આપજોરે લોલ,
સુણો રણછોડદાસની વીનતી કે શરણે રાખજોરે લોલ. ૨૧

## સીતાજીની કાંચળીનો ગરબો.

(પરમેશ્વરીને પાએપડી હો બહુચરી કહું કળીજુગના કર્મ. એરાગ)
કે કઇ ક્રોધમાં બોલીયાં એ બહુચરી, રામ લક્ષ્મણ વનજાય.
પેહેલું તે વન રામે મેલીયું હો બહુચરી, બીજેતે વન ચાલ્યાજાય.૧
ત્રીજે તે વન મઢી વાળીય.હો બહુચરી. શીતાએ રોપ્યા વ્રક્ષ;
અમરોને ડમરો રોપીયો હો બહુચરી રોપ્યાછે દાડમ દ્રાક્ષ; ૨
રાજા રાવણનો મરગલો હો બહુચરી, વનફળ ચરીચરી જાય;
ચરતાં શીતાએ ભાળીયો હો બહુચરી; કાંચલડી શીવડાય. ૩
સાવ સોનાનો કંચવો હો બહુચરી, ચામડામેં સો સાર;
નહી કાંઇ નટમમાં હે બહુચરી નહી મામાને મોશાળ; ૪
નહી મહીયરમાં બંધવો હોબહુચરી, કોને ચડાવું પહાડ;
સીતા મહીકેના પાતળા હો બહુચરી, કોણ લડાવે લાડ; ૫
સીતાંના બોલ રામે સાંભળ્યા હો બહુચરી, ધનુષ્ય લીધું હાથ;
પેહેલું તે બાણ રામે ફેંકીયું હો બહુચરી જઇ પડયું દરિયાસાથ.૬
બીજે તે બાણ મ્રગ મારીયો હો, બહુચરી ધાજો હોલક્ષ્મણવીર
સીતા કહે જાવ દીયર હો બહુચરી, હણ્યા તમારાવીર; ૭
ઘેલી સીતા ન ઘેલુ બોલીયે હો બહુ ચરી, રામ હણ્યા કેમ જાય;
આગ્ના આપીછે શ્રી રામની હો બહુચરી, ભીક્ષાઆપી નવ જાય.૮
રાવણ આવ્યો જોગી વેશથી હો બહુચરી ભીક્ષા દો શીતાબાય,

આંગ્રો આપીછે શ્રી રામનીહો બહુચરી,ભીક્ષા આપી નવજાય.૯
એક પગ મુકે આણુમાં હો બહુચરી, ખાજો તે આણ્યો બાહાર
ખાંધે કરીને રાવણ ચાલીયો હો બહુચરી હરી છે શીતા નાર.૧૦
મૃગ મારીને રામ આવીયા હો બહુચરી, નાખ્યો મડીની બાહાર,
સુનાં મદીર દીસે માળિયા હો બહુચરી, કયાં ગઈ સિતાનાર. ૧૧
રામ રૂવે લક્ષ્મણ રીઝવે હો બહુચરી; ઘેલા ના શેસો રામ;
સિતા સરખી પરણાવશું હો બહુચરી સિતા ધરાવીશુ નામ. ૧૨
જળજળ કમળના નીપજે હો બહુચરી. વનવન અગર ના હોય
ઘેર ઘેર સિતા ના નીપજે હો બહુંચરી,બંધવ વિચારી જોય.૧૩
રામ તે પાનબીડાં ફેરવ્યા હો બહુચરી, કોઈકે બળીયો જોધ;
બીડું જીતે હનુંવો જતી હો બહુચરી, લાવુ શીતાની શોધ. ૧૪
ઠામ થકી ઉપડયો ઘેકડે હો બહુચરી, ગયો લંકામોઝાર;
જોયાં ચોરાશી ચઉટઠાં હો બહુચરી, જોઇ તે બાવન બજાર.૧૬
જોયાં મંદીર જોયાં માળીયાં હો બહુચરી, જોયું રાવણનું રાજ;
કંઇ શિતા દીઠાં નહી હો બહુચરી, ગયો પાણીયારીને ઘાટ. ૧૬
બાઇ પાણીઆરી તને વીનવું હો બહુચરી, કયાં છે શીતા માય;
અશોક વાડીને ઝાડવે હો બહુચરી. ત્યાં શે નવ તું જાય. ૧૭
ત્યાં થકી હનુમંત ઘેકીયો હો બહુંચરી. આસોપાલવને ડાર
પડની મેહેલી પત્રીત્રી હો બહુચરી, લીધી તે શીતાનારે. ૧૮
મુદ્રીકા મારા રામની હો બહુચરી, કયાથી લાવ્યો હનુમાન;
કોણે જોવા તને મોકલ્યો હો બહુચરી,કોણે આલ્યાં એંધાણ.૧૯
રામે તે જોવા મોકલ્યો હો બહુંચરી, લક્ષ્મણે આલ્યા એંધાણ;
ભાળ લેવા હું આવીયો હો બહુચરી, પંચવટીથી પ્રમાણ. ૨૦
તરશ્યો તે હબશભાઇ સાંવજા હો બહુચરી, તાહાડાં તે નીર પીજા
ભુખ્યો તે હબશભાઇ સાવજા હો બહુચરી,પડયાંજવનફળખા.૨૧

ઝંઝોટેને ઝાટકે હો બહુચરી, ખજોરને ખાય;
માળી આવ્યા માથુ કુટતા હો બહુચરી; રાવણ પાશે જાય. ૨૨
રાવણ બળયા બોલીયા હો બહુચરી; મારો બળીને બાણ;
મારજો લોઢેને લાકડે હો બહુચરી, મારજો એરણને ઘાણ. ૨૩
કુંભ કરણ બાથા ભીડીયાં હો બહુચરી, મારશું બળીને બાણ,
ઇંદ્રજી તે બાથા ભીડાવા હો બહુચરી, કે હું વાળુ એનો ઘાણ૨૪
નહી મરૂ લોઢેને લાકડે હો બહુચરી, નહી મરૂ એરણને ઘાણ;
સાચુ તે બોલભાઇ સારજા હો બહુચરી, સેણે તજે તું પ્રાણ ૨૫
બધી લંકાના ગોદડાં હો બહુચરી, શીસ ઘાણીનું તેલ;
મારૂ તે પુછડે બાંધજો હો બહુચરી, અગ્ની તેમાં મેલ. ૨૬
મોહોત વાંદરનું તે થકી હો બહુચરી, ચેતજો મનમાં જડ;
ત્યાં થકી ઉપડયો ચેકડે હો બહુચરી, જઇ બેઠો લંકાગઢ. ૨૭
બાળ્યાં ચોરાશી ચઉટડાં હો બહુચરી, બાળ્યાં છે બાવન બજાર.
રાખ્યાં વીભીષણ ઓરડાં હો બહુચરી, આસોપાલવનું ઝાળ૨૮
લંકાં બળે અતુંલની હો બહુચરી હનુમાનને હસવું થાય;
જુના તે ઘડને ગાંદરે હો બહુચરી, નાગર નરશઇયો ગાય. ૨૯

## ગરબી.

સુણીઓ મનમોહન અલબેલડા વ્રજરાજ લાડીજી રૂશણુ છે રાજ.
હઠીલા હઠ નવ છાંડે છેલડા વ્રજરાજ. લાડીજી. ટેક.
પ્રભુજી માને ના કહ્યું માનની વરજરાજ. લાડીજી.
અતિસે આજ થઇ છે ગુમાનની વરજરાજ. લાડીજી.
હવી હું સમજાવીને થાકી, નથી મેં રાખી તે કાંઇ બાકી.
મતીશુ તાકી થઇ નાદાનની વરજરાજ. લાડીજી. ૧
તનમાં સોસે છે કાંઇ ધારીને વરજરાજ લા૦
રહી છે સાંખી એ મન મારીને વરજરાજ લા૦

મુજ શું બોલાવી નવ બોલે, મનડું ડોલાવ્યું નવ ડોલે;
ધ્યાનનો ભેદ ન ખોલે વિચારીને વરજરાજ લા૦
નથી કાંઇ કેહેતી સમજણ પાડીને વરજરાજ લા૦
નથી કાંઇ જોતી આંખ ઉઘાડીને વરજરાજ લા૦
બેઠી નીચી નજરે ભાળી, કોમળ કાયા કરીત નીહાળી;
રહી છે બાળી વેશ બગાડીને વરજરાજ લા૦ ૩
હરિ હું હારી હાવા શું કરૂં વરજરાજ લા૦
મુજને કહો તે માથે હું ધરૂં વરજરાજ લા૦
આપ પધારો તો કાંઇ સુકે, રશીયા રાજી થઇ રઢ મુકે;
પ્રભુ છોટમના કહું છું હું ખરૂં વરજરાજ લા૦ ૪

## ગારથી.

ઉપરનો રાગ.

શીદને સમજાવો છો સાનમાં ઘનસ્યામ વારી જાઉં રાજનેજીરાજ,
લજવાતા શું કોહો છો કાનમાં ઘનશ્યામ વારી જાઉં, રાજનેજી.
રાજ. ટેક.

મુજને જાણું કે સહુ ગામના ઘનસ્યામ વારી,
સઘળે થઇ છે મારી નામના ઘનસ્યામ વારી;
તો પછી શા માટે લાજું, હાંવાં જેમ કરૂં તેમ છાજુ,
નથી મારે અવર પુરૂષ કંઇ કામના ઘનસ્યામ વારી. ૧
હોલનો ડર મેં દુર ખસેડીઓ ઘનસ્યામ,
નીલજતાનો પટ તન તોડીઓ, ઘનસ્યામ વારી;
મારૂ મન તમ સાથે માન્યું, વાલા વશ થઇ છું તે નથી છાનું;
તમથી સાચો સ્નેહ મેં જોડીઓ ઘનસ્યામ વારી. ૨
દુરીજનીવાંએ અવળાં તાકીયાં ઘનસ્યામ વારી,
હાવાં કહારયાંને થાકીયાં ...

વાહલા મેં મનનું ધાર્યું કીધું, માથે જગત વગોણું લીધું,
કશુ નવ આવ્યું ત્યારે થાકીયાં ઘનશ્યામ વારી. ૩
આવા શા માટે અળગા થાવ છો ઘનસ્યામ વારી,
હરી મારા શીદ સંતાવ, જાવ છો ઘનશ્યામ વારી;
વાહલા મારી દીલ ખોલી હરી બોલો, મનમાં ડગમગ થઇ નવ ડોલો
પ્રભુ છોટમના શીદ લજાવ છો ઘનસ્યામ, વારી જાણ રાજને જીરાજ;

## ગરબી.

મંદીર આવો આજ કાનુડા,
હરખીને બોલાવો આજ કાનુડા;
લઈએ લાહાવો આજ કાનુડા,
મારા મનમાં લાવો લાલ તેમ તમે મન લાવે મંદીર,
ઘણા દીવસનો દાવો આજ લાગ મળ્યો છે હાવો;
મંદીર ટેક.

સુણો ઘનસ્યામ પુરણ કામ,
અમો અબળા જનના તમો સદન વીરામ, સદન વીરામ;
હું છું દાસી તમારે નામ, કરાવાનો આ કામ. મંદીર.
રજની આમ ચારે જયામ, રાખીશ મારે ધામ. મંદીર. ૧
તનમાં તાપ વીરહ કઠોર,
ફટક ફટક ફડફડતી કાળજ કોર, કાળજ કોર;
સુણ અલબેલા નંદ કીશોર, મારા ચીતના ચોર. મંદીર.
જીવડાની દોર, હાથ તમારે મારૂ જોર. મંદીર. ૨
જીવ અકળાય ઘડી ન સેહેવાય,
રાત દીવસ તન બીકનું મન અમુઝાય, મન અમુઝાય;
સમજ પડે નહીં આશું થાય, મુખડે નવ કેહેવાય; મંદીર.
ચીતડું ચકડોળાય જાય, ઘરમાં આવો ધાય મંદીર ૩

લળી લળી પાય લાગું લાલ,
ઉલટ સુલટ નવ કરીએ ધરીએ વાહાલ, ધરીએ વાહાલ;
છોટમદાસ તણા પ્રતીપાળ, ગુણ નીધી ગીરીધરલાલ. મંદીર.
આજ લગણનું જુંઠું આળ, રૂડી કરીએ ન્યાળ. મંદીર ૪

## ગરબી.

વચન દીધાંતાં મારા વાલારે.
નંદન છેલ રાજ રશીલા રૂપાળા, ટેક.
વચન દીધાંતાં વાલા મળવાને આજે;
રંગ ભેર રમવાને કાજેરે. નંદના છેલ. ૧
હું શું જાણું જે હશો વચનના કાચા;
સુણતી હતી સાચા સાચારે. નંદના છેલ. ૨
સસરો સાસુને પીઉડો જેઠ જેઠાણી;
ડરવાળાં દીયેર દેરાણીરે, નંદના છેલ. ૩
છળથી છેતરી સહુને મોકલ્યાં કામે
રહી એકલડી મુંજ ઠામરે, નંદના છેલ. ૪
વાટડી જોતીને જોતી ભારી અટારી;
પીઉડાની પ્રીત વીસારીરે. નંદના છેલ. ૫
ઘરથી આંગણીએ ને આગણીએથી ઘરમાં,
લઈને સામગરી પદરમાં, નંદના છેલ. ૬
એણીરે પેરે મને લગન લગાડી;
તરફડતી રજની જગાડીરે; નંદના છેલ. ૭
જાઓને જીવણ જુઠા ગ્રાજુ શું કહીએ;
દીલનું દરદ કાંઇ લહીએરે; નંદના છેલ. ૮
દીન દયાળે દીલ દયા દીલ લાવી,
ભુજ ભરી કંઠે લગાવીરે; નંદના છેલ. ૯

કેહેરે પ્રીતમજી પ્રીયા મળું હાલે;
વશ કીધો વનીતા તેં વ્હાલેરે. નંદના છેલ. ૧૦
પ્રીતમ પુરી પ્રીયાની જે આશ;
બલીહારી છોટમદાસરે. નંદના છેલ. ૧૧

## ગરબી.

મધુર વેણ વાગીરે મધ્ય રાતમાં;
નાદ વ્યાપ્યો બંશી બર ઘાટમાં. મધુર વેણ ટેક.
હાંરે વ્રજ બાળાઓ બાવરી બનાવી,
નાંખી મુરલીને ભાનથી ભુલાવી;
પ્રેમ રૂપી બાણુ મદનનાં ચલાવી. મધુર વેણ. ૧
પટાભુષણ અવળાં અંગ ધરીયાં;
રોગ્ય અંજન અયોગ્ય ઠામે કરીઆં;
માટ મહીના જાણે જળનાં મહી ભરીયાં. મધુરી વેણ. ૨
મુક્યાં નાનેરાં બાળ ટળવળતાં,
જરા બીધી ના સ્વામીને છગતાં;
લાગ્યુ લગન એમ નાદને સાંભળતાં. મધુર વેણ. ૩
જહાં ઉભી જાહાં છે વનમાળી,
ગ્રહી હસ્ત થઇ મસ્ત દાંબી તાળી;
હસ્વા શ્યામ કામીની વિરૂપ ભાળી; મધુર વેણ. ૪
કોને રોકી રાખ્યાં નીજ નાથે,
જવા ના પામી સખીઓ સંગાથે.
તજી પ્રાણ મળી પેહેલી પ્રભુ સાથે. મધુર વેણ. ૫
એમ મગ્ન થઇ માનુનીઓ માતી;
પુરણ પ્રેમ તણા રસે રંગ રાતી;
પ્રભુ છોટમ તણા ગુણ ગાતી. મધુર વેણ. ૬

## ગરબી.

આંખી ના જોશોજી સોહાગણ, મારા કાળજડામાંરે;
મારા કાળજામાં નેણાસર વાગીયાં હોરે. આંખીના૦ ટેક.
કુટીલ કપટથી ભરેલી તારી આંખડી. ઝીણી આંખડીયેરે;
ઝીણી આંખડીએ જ્યોબન જોર જાગીયાં હોરે. આંખીના. ૧
જોઈ જોઈ મધુરી મુરત મન મોહ્યું. વેહતાપનારે;
વેહતાપના અંગારા અંગે લાગીયા હોરે. આંખીના૦ ૨
વીકળ થઇશું વાલા આંખ આણસારે, વણ મારેજી હો;
વણ મારે મરશું વરણાગીયા હોરે. આંખીના૦ ૩
આજથી તમોને લીધા જાણી અલબેલા, તમો ચતુરાનારે,
તમો ચતુરાના ચીતના ધરાકીયા હોરે, આંખીના૦ ૪
હાવાં તો વળી છે હદ નાથ ઘેર આવો, થાઓ થાઓનાંરે;
થાઓ થાઓ મારા દુખડાના ભાગીયા હોરે. આંખીના૦ ૫
છોટમના નાથ હાથ જોડી પાયે લાગું, માગુ માગુંછુરે;
માગુ માગુંછું થાઓની કહાગીયા હોરે. આંખીના. ૬

## ગરબી.

સખી નંદનો ગુમાની પ્રીતમ છેલડોરે લોલ;
એતો મારા મનડાનો માન્યો અલબેલડો. નંદનો૦ટેક.
એનુ વદન દેખી મદન હીડે લાજતોરે લોલ;
ઝગક ઝગક ઢળક મુગટ માથે રાજતો. નંદનો૦ ૧
મુરત માધુરીને સુંદિર સુરત શ્યામ છેરે લોલ;
ચપળ નેણ મધુર વેણ પુરણ કામ છે. નંદનો૦ ૨
જોબન બાળ મોહન માળે ગળે ઢળકતીરે લોલ;
કાને કુંડળની જોડી ઝળુક ઝળકતી. નંદનો૦ ૩
જોઇ વાંકડું ને હસવું એનુ મંદ છેરે લોલ;

એની આંખડીની જાંખડીમાં ફંદ છે. નંદનો૦ ૪
લટક ચાલ ગતી હંસ તણી ચાલતોરે લોલ;
મધુર વાંસળી વગાડી ગજબ ચાલતો. નંદનો૦ ૫
દીઠો જ્યારનો હું બની એની બાવરીરે લોલ;
કોણ જાણે વશીકરણ વિદ્યા વાવરી નંદનો૦ ૬
ઘડી ગોઠતુ નથી તે મુને રાતમારે લોલ;
અમુઝાય જીવ થાય કશું જાતમાં, નંદનો૦ ૭
કહું વાત એક સખી ઓરી આવનીરે લોલ;
પ્રભુ છોટમનો ઘેર તેડી લાવની. નંદનો૦ ૮

---

## ગરબી.

રાગ ઉપરનો.

હરી ઘેલડા ગણાશો ઘણું લાજશો જીરાજ;
રહો વેગળા મુને ના મોહન બાઝશો. ઘેલડા૦ ટેક.
હું છું એકલી શાહેલી નથી સાથમાં જીરાજ;
ભુલી પડી તેથી આવી ચડી હાથમાં. ઘેલડા૦ ૧
નથી જાણતા અજાણ્યુ છોજી છેકમાં જીરાજ;
મારે રાખ્યાએ પોતાનો રહી ટેકમાં. ઘેલડા૦ ૨
હજુ છુટી નથી ટેવ છોકરવાદની જીરાજ;
નથી લાજ કશી લોક અપવાદની. ઘેલડા૦ ૩
હું છું લાજની ભરેલી ત્રીયા જાતમાં જીરાજ;
મારે માથે આવે આળ એજવાતમાં, ઘેલડા૦ ૪
જુવો આમ પેલા લોક જુવે આપને જીરાજ;
એબ લાગશે તમારાં મા બાપને. ઘેલડા, ૫
ફેક આમ શું પડ્યા છો માટી ભ્રાંતમાં જીરાજ;

બીજી વાત એક કહીશ હું એકાંતમાં. ઘેલડા. ૬
મારા સમ છે મુને હવણાં જાવા દીજીએ જીરાજ.
વખત આવે ત્યારે મનનું ધારયું કીજીએ, ઘેલડા. ૭
હું છું આપની તમો છો હરી માહારા જીરાજ,
પ્રભુ છોટમ તણા છો ગુણ લાહરા. ઘેલડા. ૮

## ગરબી.

જાઓ જાઓ જીવણ જુઠડા શું થાઓ છોજો,
મુને વચન આપી બીજે મદીર જાઓ છોજો. જાઓ૦ ટેક.
મારી સુંદર સેજે ફુલડાંયાં કરમાઇ ગયાંજો;
હું તો દીવડાં બાળી ઉઘાડાં મદીર રહી ગયાંજો. જાઓ૦ ૧
મારા ઘુઘરા કેસ પગાં સુધી રહી ગયાજો.
કેઈ માનની ના લાડ ભરપુર થાયજો. જાઓ૦ ૨
રાત દીવશ તારૂ ધ્યાન મારા મનમાંજો,
નિંદ્રા આવે તુને દેખુંછું સ્વપનામાંજો. જાઓ૦ ૩
સાસરેથી પીયર પીયરથી જાઊ સાસરેજો;
ચેટક લાગ્યું હોય તેમ ચિત નવ ઠરેજો જાઓ૦ ૪
હવે હદ વળી હરજી શીધાવીએજો,
અમો અબળાને ના તરસાવીએજો. જાઓ૦ ૫

## ગરબી.

(પ્રેમની પીડા કોને કહીએ ઓધવજી. એ રાગ)

સ્નેહ શીદ કીધો ઓધવજી. ટેક.
શી કહુ વાતો તમારા ગામની ઓધવજી
મુને છળતો કરીને છેહ દીધોરે. સ્નેહશીદ. ૧
પ્રથમ જાણ્યું જે પ્રીત પાળશે ઓધવજી,
ત્યારે કૃષ્ણ સંગાથે કોલ લીધોરે. સ્નેહશીદ. ૨

પ્રાણપે અધીક પ્રીત કીધી ઓધવજી,
ત્યારે પ્રેમનો પ્યાલો તે અમે પીધોરે. સ્નેહશીદ. ૩
આજ લગી વાલ્હા વાયદા ઓધવજી,
હવે યોગ આગ્ની અતિ ધીકયોરે. સ્નેહશીદ ૪
ડાહ્યા સ્વામીને શું કહીયે ઓધવજી,
એતો સૌકય સંગાથે થયો શીધોરે સ્નેહશીદ ૫

## ગરબી.

મુને નેતાં કરશો જીતા મારશો,
મારા વિરહનું દુ:ખના વધારશોરે; મુનેનેનાં ટેક
ધારી શકુ નહી ધીર હઇયામાં,
પાયે લાગુ જાદુડી નેણાં વારશોરે; મુનેનેનાં. ૧
હું અબળાછું એથી અજાણી,
આતે આતે હમારી પર પ્યારશોરે; મુનેનેનાં ૨
સાર શો છે એમાં પ્રભુ છોટમના,
રસ હોવેતો લઇએ જગારશોરે. મુનેનેનાં ૩

## ગરબી.

( ના કરીએ રે નધણીશુ નેડો ના કરીએ. એ રાગ )

કાંઇ કીધુંરે નંદ તણે લાલે,
નંદ લાલે રૂપાળે પેલ લટકાળેરે; કાંઇ.
મન લીધુંરે છબીલે છોગાળે;
મારૂ ચિત ગળ્યું આંખડાને ચાળેરે; કાંઇ ટેક
રાત દીવસ મુને કાંઇ નથી ગમતું,
કોણ જાણે કરશું શુ કાન કાળેરે; કાંઈ. ૧
ફટક ફટક થાય કાળજુરે મારૂ,
હું તો ધીકતી રહુંછું વ્રહે તાપ બાળેરે; કાંઈ. ૨

ઘેલી ફરૂ ના ધરી ગોકુલ શહેરમાં,
તાલા વેલીની રેલી અંગોઅંગ સાલેરે; કાંઇ ૩
શુંરે કરૂ હું હવા કાંઇ નવ સુઝે,
ધુજે તન અમુંજે મારો જીવ ઝાલેરે; કાંઇ ૪
બીજુ વીતે છે તેતો કે'તાં લાજુ,
હું તો ઝબકીને જાગુ મારી નીંદ ટાળેરે; કાંઈ ૫
આધી મળે ન બીજા એ દુઃખડાંનો કાંઇ.
એવું કામણ કીધુ મોરલી વાલેરે, કાંઇ. ૬
શાતા વળેજો મળે છોટમનો પ્રભુ,
મુને રંગ રમાડે મારો વાલો વ્હાલારે કાંઇ ૭

---

## ગરબી રાગ કલ્યાંણ.

વીહારી વરજનારીનો નીહારી નેણાં મારી ગયોરે;
મદ મસ્ત થયો, હો ગુમાની બનો ગીરધારીરે; વીહારી.
ઓ સખી આવડો છકેલો મે'તો નાતો લહ્યોરે,
પહેલું પુછયું તુ પણ કોઇએ નાતો કહ્યોરે,
આજ જાણે વહ્યોરે છેક હાથથી ગયો, એ મુરારીરે, વીહારી.૨
સખી કોણ જાણે એણેશું મનમાં ચહ્યોરે,
નફટ નીરલજપણાતો ગુણ કયાંથી ગ્રહ્યોરે.
ના એ કોઇને બીધો દહાડે દહાડે વધ્યો. બંસીધારીરે. વી૰ ૨
રહી ચેતી તો એ બીજુ કંઇ ના કરી સકયોરે,
નહીતો લાજ લેત આજ મારી એતો એવો ફરયોરે,
હતો એવો ટર્યો બાજ પેરે ચર્યો, વનમારે. વી૰ ૩
હો સખી સુણ્યા ન જાય બોલ એવા બકયોરે,
ભુલ્યો ભાન સુધ સાન જેમ કેફમાં છકયોરે;

વીરહ તાપનો ધકયો ધિરજધારી ના સકયો. મદધારીરે. વી૦ ૪
હો સખી નેણ ભલકારો હુંથી ના ગયો સહ્યોરે,
છેલીનારે લોભાઇને હાજિ હાજિ કહ્યોરે,
જીવ ઝાલ્યો ના રહ્યો વ્યાકુળ વ્યાકુળ થયો અઈ વારીરે. વી૦ ૫
હો સખી વ્યાપીયો અનંગ રોમ રોમ માં સર્યોરે,
છોટમ શ્યામ મેં વર્યો મરા શીરનો કર્યો. બલીહારીરે. વી૦ ૬

---

## ગરબી.

હો મુને વા'લા છે શ્રી વરજરાજ રાજ વીહારીરે;
પેલો નંદજીનો નંદ માહારાજ ગીરવરધારીરે. ૧
એનું મુખડું છે કામનું ધામ વીરામ એથીરે,
અમો અબળાના પરીતાપ જાય છે જેથીરે. ૨
એને માથે મનોહર પાઘરે વાંકો અંબોડોરે,
હો કોટી ભાનનિ સમાન ભાળ તેજ કર્ણ કુંડળનો જોડોરે. ૩
કરે કંકણ કડાં ને બાજુ બંધ માળા મોતીડાની હયેરે;
અર્ણ નેપુર સુવર્ણ લટક ચાલ બાળ વેસ મોહી રહિરે;
હસીમંદ મોહ ફંદનું ભરેલું જોઇ વાંકુ શું ગાતોરે,
અતુરાના ચિત્ત ચોરની ચોરરે વાંસળી વાતોરે. ૫
એની આંખડી રૂપાળી અણીયાળી ભાળી નિહાળી શું થાયરે,
મારા કાળજાની માંહી કાંઈ થાયરે મુખે ના કહેવાયરે. ૬
ઘડી એક ના નીહાળું જો કદાસ તો ઊદાસ બની રહું છુંરે,
નહી પલકનો વિરામ આઠજામ બા'વરી સો થઈ છુંરે. ૭
મારૂં મન ધન એ જીવન મુને રોમ રોમ વાપ્યોરે,
પ્રભુ છોટમનો શ્રી જદુનાથ મેં તો નાથ કરી થાપ્યોરે. ૮

# ગરબી રાગ ઉપરનો.

આધ અંબીકાજી આસ છે તિહારી મુને દયોની ઉગારીરે,
માડી મુંકશો કદાપી જો વિસારી ગતી શી થાશે મારીરે. ૧
હો તુતો વિશ્વતણુરે મંડાણ એ પ્રમાણ લહુ સાચુરે,
તુંથી અન્યથા જણાય નહી કોય જો, ગણાય તે તો કાચુરે. ૨
માડી મુળથી પ્રપંચનું આ જકત છે આસક્ત તારી માયારે,
મોહ જાળમાં ભમાયા સહુ સમાયા તુતો છે અજાયારે.
બિરદાળી તુ કૃપાળુશ્રું દયાળી બાળી રંક સાંમુ જોનીરે.
કરી સાહ્ય ગ્રહી બાંહ્ય મારી માય મારાં દુઃખ સર્વ ખોનીરે. ૪
સુખકરણિ દુઃખહરણિ ભવતરણિ કૃપાકરણિ નજરઠરણીરે,
ધારણ ધરણિ રહુંચરણિ ગુણવરણી તું છે અસરણા સરણીરે, ૫
જકત કારણી સંહારણી શ્રું માત ભક્ત તારણી તુ ઇશ્વરીરે.
ત્રિપુરેશ્વરી યોગેશ્વરી મહેશ્વરી સદા તું સરવેશ્વરીરે. ૬
સદ્ય આદ્ય અંત મધ્યમાં તુ તત્વ સર્વ તત્વ તારી છાંયારે,
મહતત્વનું મહત્વ જે કહાવે તેતો સકળ તારી માયારે. ૭
જય અંબ જગતંબ ના વીલંબ કરો માબડી મહારાણીરે,
દીન જાણી દયા આણી ધરીપાણી હો કલ્યાણી દયોની તાણીરે. ૮
નીરાધારની આધાર કરો ત્યહાર મારી અંબીકા માડીરે,
વીના દામા નો ગુલામ છોટમ દાસ ગાય ગુણ દા'ડીરે. ૯

## ગરબી.

( મને ભુલી ગયો છે મારો છેલડો. એ રાગ )

સખી કેવો રૂપાળો મોહન લાલજીરે,
મારો રાજવી તે રાજ રસ રૂપ; નંદલાલ. સખીકેવો. ૧
કોટી મદન મુખપર વારણેરે,
વરજ વાડીલાછે વરજ મણી ભુપ, નંદલાલ. સખીકેવો. ૨

જોડી નથીરે એની જકતમાંરે,
એની મુરતી મનોહારી છે અનુપ. નંદલાલ સખીકુવો. ૩
છેલ છબી છે અતી ફાંડીરે,
એની વાંકડી લટકતી છે ચાલ, નંદલાલ. સખીકુવો. ૪
ભાગ્ય ચંદ્ર જીમ શું વીશાળ છે રે;
ઉરે લટકિ રહી મોતીની માળ, નંદલાલ. સખીકુવો ૫
નેણાં અધીક ભર્યાં નેહથી રે,
કરયું કેસરીયું તિલક તે સોહાગ, નંદલાલ. સખીકુવો. ૬
વાળ્યો અંબોડો તે અતી ઢળકતોરે,
કશી બાંધીયોછે ભમર ઉપરે પાઘ નંદલાલ. સખીકુવો. ૭
લલિત બાળવેશ વપુ શામછેરે,
જોતાં આવે મુને અધિકઅધિકવ્હાલ,નંદલાલ. સખીકુવો ૮
અધુર હસે મલક મુખે મીઠડોરે,
એવો દીકડો એ મદન શ્રી ગોપાલ, નંદલાલ. સખીકુવો ૯
બાંહેતે બાજુબંધ બેરખાંરે,
રહ્યાં જુમી જોને કુંડળ બે કાન, નંદલાલ. સખીકુવો ૧૦
ચરણ સુકુમાર ધરે ઠમકતારે,
કરે વાંસળીમાં વીવિધ વિવીધ ગાન, નંદલાલ સખીકુવો, ૧૧
વચન બહુ વ્હાલ તણી વેલડીરે,
સાહેલી હું સાચુ કહુંછુ જાણ, નંદલાલ સખીકુવો. ૧૨
હરખી રહું નરખી નટ રૂપનેરે;
એવો છોટમનો જીવણ પ્રભુપ્રાણ, નંદલાલ સખીકુવો. ૧૩

## ગરબી

નંદલાલ નેડો લગાડી સીદ જાઓછો;
હાંરે નેહ કરી નગરા કયમ થાઓછો. નંદલાલ ટે.

વાટ મળો પણ વાંકુ જુઓછો,
હાંરે એવા હબયા મેલા શું હરી થાઓછો. નંદલાલ. ૧
મનમાને ત્યાં માહાલતાં ફરોછો,
હાંરે હરિ અમને વાયદે વહાવછો. નંદલાલ. ૨
કાળજુ કાપી ક્યાં કોરે ખસોછો,
કુબજાના થાવા મન ચાહોછો. નંદલાલ ૩
રાશી તુલાના શ્વામી ચતુર પણ.
એમ કરે ગાંડા ગણાવછો. નંદલાલ. ૪

## ગરબી.

હાંરે છેલ છોકરવાદી તુ છોડને,
પ્રીત કુબજા સંગ તુ ના જોડને, છેલ ટેક
કાલે કહ્યું તું આવીશ તુજ મોહોલે,
સજી શણગાર બેઠી હું કોડ મેરે. છેલ ૧
કુ તાતા તુજથી નથી કોઇ પ્યારી,
કાલે કંઇ વીરાગ્યા હૈયે કોલનેરે. છેલ ૨
હદ વળી હવે ના તરસાવો,
મળી અંગનો આંતસ તોડનેરે, છેલ ૩
રાશી તુલના શ્વામી શીખાવો,
આવી કરો રંગ રેલનેરે. છેલ ૪

---

## ગરબી ૨ જી.

( રાગ પીલુ, હાપચંદી. )

અખીયાં મારી એ હાલ બનાઇ મેરી જાન,
દ્રીગના મારી હો નેનાં મારો,

મહાલ બનાઈ મેરી જાન; અખીયાં ટેક
બીકલ બનાઈ બીરહ દુઃખ પાઇ મેરી જાન,
જીયરા ભયો દુઃખદાઈ મેરી જાન; અખીયાં. ૧
તલસતહે જીયા ઇન બીમા મોરાવે,
કારી કટારી લગાઇ મેરી જાન, અખીયાં; ૨
મો મનકી કાઉ જાનત નાઇ જે.
જાને છેલ કનાઇ મેરી જાન. અખીયાં ૩
સુધ હું બીસારી તન અપનેકી વે,
છેકબ્બંમે પરાઇ મેરી જાન. અખીયાં ૪
અબના રહું પ્રભુ છોટમકે બીના.
લેઊં બુલા પડ પાઉ મેરીજાન. અખીયાં ૫

## ગરબી ૩ જી

મેરે પ્યારે છોગારે કહી મન લે,
મેરે દીલ દીલકુકા દરદ પેછાન લેરે;
મેરે કહું કયા કહાત લજાઉ
બીના કહે સમજ કદર દાનલેરે; મેરેપ્યરે. ૧
ઘડી ઘરમે નહી ચેન પડતહે,
ગત હમારી બીચારી મેરખાન લેરે; મેરેપ્યારે. ૨
કયા તરસાવત છોટમ કે પીયા,
મેકુ હીરદે લગાકે રસપાન લેરે; મેરેપ્યારે. ૩

## ગરબી ૪ થી

તેરે નેનોકી નોક અનીયારી મેરે લાલ,
જોબન જોર ઉઠાય રહયો.
પડે હીરદા બીચે આરી પારી મેરે લાલ,

જોબન જોર ઉઠાય રહ્યો.

જહાંશી નંગી તલવારી, જહાંશી છુરી કટારી,
એશી ઘાવ કરે કારી કારી મેરે લાલ; જોબન.
હેજી કરે ઘાવ કારી કારી, ન જાત સહ્યારી,
હે ભારી બનાવરી મેરે લાલ. જોબન ટેક.
જાનત નહી હમ અબલા બીચારી.
બીરહાકી પીરમે કહતહુ પુકારી,
હેજી તુને ડારીહે મોહન કે ફંદમે,
તાહારી મતવારી ગીરધારી મેરે લાલ. જોબન, ૧
તન મન જાન માન છીનકે લીયારી,
તુમહો ન જાન હમુ હાલ કયા ભયારી,
કછુ ના બીચારી મનહુમે કા ધારી,
મુરારી મેરે લાલ. જોબન ૨
બ લાલ દેખ લાલ હમપે નીહારી,
ભીતરકી ભારી પેરછાં નસે બીમારી,
હેજી મેરે દીલહુકી દેખ એ કરારી,
લે શંવારી દેદે ટારી મેરે લાલ. જોબન ૩
જા તું હમારી ના જાન તુ જહારી,
દીલકે દીલદાર કરના ભલારી,
હેજી બાલમ અલબેલે ઉગારી,
છોટમકે પીયારી કરો યારી મેરેલાલ, જોબન. ૪

## ગરબી ૫ મી.

માયે જાનેદે નંદકે કુમાર,
મેતો બાલપનકે બીચ નાજુકડી નાર; માયે જાનેદે. ટેક.

તેરે પઈયાં પર બિનતિ કરૂ બઈયાં તુ ન ધાર,
તેરે જાદુ ભરે નેનાં મોપે ન ડાર, મોયે જાનેદે ૧
મેં કાન જાનત મદન ગુમાની,
જાગીલે માની જીયા ત્યારે છેલાં યાર; મોયે જાનેદે ૨
મોપે બરજોરી કછુ ના કરોરી
મેં લરકનિયાં મેરે તનુ સકુમાર; મોયે જાનેદે ૩
છોડમકે પીયા કહુ કરજોરી;
વારી ડારૂં વારી તેરી મેરીએ હજાર. મોયે જાનેદે, ૪

## ચુંદડીની-ગરબી.

રશીયાજી મુકો હમારી ચુંદડી,
જાવાદ્યો જીવણ જળ ભરવા કાજજો;
સખી કેહેશે વાર ક્યાં લાગી આવડી;
મોટી મોહન લોકડીઓની લાજજો. રશીયાજી. ૧
ઘેરો છો મુજને જાણી એકલી,
પાછળ આવે સઈયરોનો સાથજો;
મનસુબો મનનો હું જાણી ગઈ,
એમ કરે નટવર નહીં આવે હાથજો, રશીયાજી. ૨
દુરિજન કંઈ કેહેશે મારા કંથને,
રશીયા તેને રીસ ઘણી છે મનજો;
સાસુડી મુજને બહુ સંતાપશે,
નણદી મુજને કેહેશે કડવુ વચનજો. રશીયાજી. ૩
એવી તે વિદ્યા ક્યાંથી શીખવી,
નીત ઉઠીને આવડો શો ઉનમાત જો;
આટપણું ઓટમ કંઈ આવી નહી,
છેલ તમારી ના ગઈ છોકરવાદજો. રશીયાજી. ૪

આઘા રહો આડશોમાં અલબેલડા,
આળ કરો તે શાંએ બીજી નારજો;
શાણા થઇ વળગો છો શા કારણે,
હું નહીં રાખું તમારો કાંઇ ભારજો. રશીયાજી. ૪
ઘેર જઇ કહીશું તમારી માતને,
મુંજ સાથે ના બોલો વાંકુ વેણજો;
પાતળીયા પાલવ મુકો માહરો,
ઉર ઉપર શામાટે નચાવો નેણજો. રશીયાજી. ૬
આજ પછી તમ સાથે બોલું નહી,
ઢંગ તમારા જાણ્યા જાદવ રાયજો;
શુ કરીએ સામળીયા સાચું કહું,
તમ સાથે મુજ મનડું આતુર થાયજો. રશીયાજી, [illegible]
સ્વારથ તો સકળ થશે મન રીઝવે,
નવ જાણો કંઇ પ્રીત કર્યાની રીતજો;
શું સમજો ચારી જાણો ગાવડી,
મન ઘણી કઠણ છે પરશું કરવી પ્રીતજો.રશીયાજી. ૭
મન વિના કોઇને ના બોલાવીએ,
માણસ માંહી જાય પોતાનો તોલજો;
આગળથી ચરચા જોઇએ તે તણી,
ત્યાર પછી મન ગમતાં કહીએ વેણજો. રશીયાજી. ૯
આતુરતા તમ કરતાં અમને ઘણી,
લાજ તજીને મુંખડે ના કહેવાયજો;
પ્રાણ ગયે પ્રીત કરી ના મુકીયે,
મારગ વચ્ચે છેકેથી શું થાયજો. રશીયાજી. ૧૦
વાલાજી વારયું તે કરીએ માહરૂં,

કોણ વારની કહુંછું જોડી હાથજો;
મારગડો મુકીને અળગા રહો,
કરજોડીને વીનંતી કરે રઘુનાથજો. રશીયાજી. ૧૧

## ગરબી.

મને બેભાન કરી મને ગુલતાન કરી વાંસળી વગાડી એ રાગ.
મારી કંચુકી તોડી મારી મટુકી ફોડી કયાં ગયોરે પેલાકાનુડો ટેક.
જળ ભરવા હું ગઈતી જમુનાના પાળે ઉભો આવી
આંખ્યોને અણસારે મુને દુર થકી બોલાવી. મારી૦ ૧
ઘેલી મુંજને કરવા કાજે વાલે વેણ વગાડી,
કોણ જાણે શી રીતે કાને મોહની લગાડી. મારી૦ ૨
નવ જાણું હું એની આવો કાનો કામણગારો,
બટકો બારે હાથ તણો છે આંખડલીનો ચાળો.મારી૦ ૩
મુજને શું ભુરકી નાખી કે કામણ કુવું કીધું,
નવ સુજે ઘર કામ સઘળું ચીતડું ચોરી લીધું. મારી૦ ૪
સુનું લાગે શામળીયા વિણ દુખડાં કોને કહીએ,
ચીતમાં ચેટક લાગ્યું જાણે જદુવિર પાસે જઈએ.મારી૦ ૫
જોઈ રૂપ રશીઆનું એની આનંદ હું તો પામી,
સુખ થાશે જો મળશે મુજને ગોવરધનના સ્વામી.મારી૦ ૬

## ગરબી.

મુકો પાલવડો મારોરે મુકો છેડલો મારો શીદને રોકોછો
મુને મારગડે ટેક.
નંદાશે ચુડી આ રૂડી ચોળીની કસ તુટે,
છોડી દો મોહનજી મુજને મહીનું ગોરસ ફુટે. મુકો૦ ૧
વાર થશે વિઠલ આ વેળા નણદી મારી નડશે,

સાચુ જુઠું કરશે જઈને, સાસુ મારી લડશે. મુકો૦ ૨
જેઠ જુલમ મુજ ઉપર કરતો જેઠાણી પણ એવી,
પરણ્યાની શી વાત કહું દેરાણી શોકના જેવી. મુકો૦ ૩
દુરીજન દેખે દુર થકી તો વાત વીગતે કારે,
શરમાવું પડશે શામળીઆ કહું છું એટલા માટે. મુકો૦ ૪
વ્રજ વિનતા સહુ હેરાં કરતી લેછે પુઠ હમારી,
સાસુ કહે શી વાર આવડી જાણું વાત તમારી. મુકો૦ ૫
મુકોદો મોહન આ વેળા કહુંછુ હું શીર નામી,
વળી મળીશું કોઈ દીવશે ગોવરધનના સ્વામી. મુકો૦ ૬

## ગરબી.

રાગ ઉપર પ્રમાણે.

વાલે મોરલી બજાવી હરીએ બંસી બજાવી ઘેલી કરી નાર ગોકુળની
સુણી વાંસની વનમાળીની તાન લાગ્યું છે તનમાં,
વરહ પ્રગટયો છે અંગ વિશે જાણે કયારે જાશે વનમાં. વાલે. ૧
કામન સુણે વાત ન બુઝે હરિ હરિ હુતો કરતીં,
ગોકુળીયું નવ ગોઠે મુજને ઘેલી ઘેલી ફરતી. વાલે૦ ૨
કારૂં બેસુ ગાવડલો તો દોણી ભુલી જાતી,
કામ બતાવે મુજને સાસુ તો મનમાં અકળાતી. વાલે૦ ૩
સહીયર જો શીખામણ દેતો મુજને કરવું લાગે,
નણંદીને નાની ભાભીના બોલ રૂદેમાં વાગે. વાલે૦ ૪
પરણ્યાને પડતો મેલુને રડતો મુકુ બાળો;
કામકાજ સહુ પડતાં મુકું વન ખોળુ ગોવાળ. વાલે. ૫
મુક્યું જઈ જશોદા માને કયાં છે અંતરજામી,
મળશો તો જીવશો મુજથી ગોવરધનના સ્વામી. વાલે. ૬

## ગરબી

રાગ ઉપર પ્રમાણે.

જોયા જુમનાને ઘાટે મળ્યો મથુરાની વાટે; છેલ છબીલો આજ
છોગાળો.

પેહેર્યો છે જરકશીનો જામો રૂડો દીસ્યો રંટો
કાને કરમાં મોરલીધારી માથે કસબી ફેંટો. જોયા. ૧
ગુલાબી ગુમગુમતા વાગો પહેર્યો હરીએ અંગે.
જદુવરી ઉભા જુમના ઘાટે ગોવાળા સંગે. જોયા ૨
કરે મોરલી નાદ હરિવર વનમાં ધેન ચરાવે;
આંખોને અણસારે નારી દુર થકી બોલાવે. જોયા ૩
શી શોભા હું કહું નટવરની પ્યારી મુજને લાગે,
હરી હેતથી બોલાવે તો ભવની ભાવટ ભાગે. જોયા ૪
કંઠે કર દઈને વનમાળી ઘેરે રાગે ગાતા,
મોહનને મેં નીરખ્યા એની મુખે બેન બજાતા. જોયા ૫
શી સુખની હું વાત કહુ મને હરખ રહ્યો છે જામી,
ભાવ થકો ભેટયા સાહેલી ગોવરધનના સ્વામી. જોયા ૬

## ગરબીઓ રાસ લીલાની.

## ગરબી

( ઠગમાં તે ઠરેરે જગમાં જે જન બોલે જુઠું. એ રાગ. )

વનમાં લેઇ જઈરે, મુજને ભુલાવી કાનુડે. ટેક.
આંખ તણે અણસારે મુજને. સાંન કરી સમજાવી,
મેં જાણ્યુ આજ રજની રમવા, હેત કરી બોલાવી. વનમાં ૧
મંદીરથી હું બાહાર નીસરી, આવી એની પાસે;
કર ઝાલી મુજને લેઇ આવ્યો, જાણ્યું કંઈ લેઈ જાશે. વનમાં ૨
અઘોર વનમાં ઉભી રાખી, કહ્યું ખાવા કાંઈ લાવું;

સામગ્રી બહુ ભાત ભાતની, જલદીથી લઇ આવું, વનમાં ૩
એ। કહી આ મારગ ચાલ્યો, બોલી વેણ રસાળું;
વાટ જોતામાં રાત પડી ગઇ, ઉભી રસ્તો નિહાળું. વનમાં ૪
ઘન ગાજેને ઘોર અંધારી, રાતે વીજળી ચમકે.
હું ગભરાણી કાંઇ ના સુઝે. કાળજડું માહારૂં ફટકે; વનમાં ૫
દાદુર મોર બપઈયા બોલે. ઝરમર મેહુલો વરસે;
રણ વગડામાં હું એકલી; પીઉ વીના જીવ તરસે; વનમાં ૬
વીરહની જવાળા શરીરે વ્યાપી, તેથી થઇ હું ઘેલી;
એક દુઃખમાં બીજુ થયું બાઇ, વરસાદે કરી હેલી. વનમાં ૭
ચાર પોહોર રાતે અથડાણી. ના રહી દુઃખની બાકી;
મયારામના પ્રીતમ સારૂ, ફરી ફરી હું થાકી. વનમાં ૮

## ગરબી ૨ જી રાગ ઉપરનો.

હું તો એકલીરે, મુજને અઘોર વનમાં મે'લી. ટેક.
ગભરાણી મારગ ના સુઝે, અકળાયે જીવ જાશે;
અરે દઇવ તેં આ શું કીધુ. પુંઠે વાતો થાશે. હુંતો૦ ૧
વેરણ મારી માવડી મુને, પેહેલથી ના મારી;
ઉછેરીને મો'ટી કરી, ત્યારે સંગ થયો ગીરધારી. હુંતો૦ ૨
ત્યારે મુજને વનમાં લાવ્યો, આ સુખને હું પામી,
કો'ની આગળ કરૂ વારતા, દુઃખની ના રહી ખામી. હુંતો૦ ૩
શું કરૂ હવે કો'ની પાસે, જઇ વીશામો ખાવું;
રેણી નિરગમી રવિ પ્રગટ થાએ, મારગ ચાલો જાવું હુંતો ૪
શું જાણુ એ કઈં ગયો. મુને વન વગડામાં મેલી,
મુજ સરખી રસ્તે મળી, કોઇ સુઘડ નાર અલબેલી; હુંતો ૫
તે'ની વાંસે ગયો હસે, એ કપટી કુંજ વિહારી;
મયારામનો પ્રિતમ પ્યારો. થઇ ગયો વભીચારી; હુંતો ૬

## ગરબી ૩ જી

મુજને દગો કરયોરે, પેલા નંદજીના છઈયે; ટેક.
માત તાતનુ કહ્યું ન માન્યું, ન કરયું કોઈનુ વારયું;
અંધાર વનમાં તેડી લાવી, કરયુ પોતાનુ ધારયું; મુજને. ૧
મારાથી છળભેદ કરીને, કયાં ગયો શુ જાણું;
રાત દીવસ વનમાં આથડવું, ધીરજ કેમ પેર આણું, મુજને. ૨
અરે વીશંભર આ શું કીધુ, કેઇ નારે ભરમાણો;
વહાલપણામાં વેર કરીને, ગયો તે પાછો નાવ્યો; મુજને. ૩
તેનો શોચ ઘણેરો મુજને, મનમાં સમજી રહીએ;
સુખદુઃખ કરમ ભોગવવું તે કોની આગળ કહીએ. મુજને ૪
શાને કાજે વેરી થયોને, આ વૃજમાંય ભમાવી;
રસ્તે દુખ પામુ ઘણું, એને દયા કાંઇ ના આવી; મુજને ૫
એવો નિરદય થઇ ગયો, એને શીખામણ કોણુ આપે;
શોક સમુદ્રમાં હું પડી, મારૂ કાળજડું કાં કાપે. મુજને. ૬
હે પરમેસ્વર કહુછું તુજને, માહારે તે શું કરવુ.
અકળામણ આવે ઘણી, આ જીવ્યાથી ભલું મરવું. મુજને. ૭
એક વિચાર મનમાંય કરૂ, જઉ વંદ્રાવનની વાટે.
મયારામનો પ્રીતમ મળશે, જમુનાજીને ઘાટે. મુજને. ૮

## ગરબી ૪ થી

કાનો કયાં ગયોરે, અહીંયાં કોણ અમારૂ બેલી; ટેક.
બીક ઘણેરી લાગે મુજને, નીંદ્રા નાવે જાગુ,
ગિરીવરધારી કુંજ વિહારી, ચરણે એને લાગુ કાનો૦ ૧
શ્રી નારાયણ શ્રી પુરૂશોતમ, વારે મારી ધાજો;
આ વનમાં અંધારી રાતે, સહાય આવીને થાજો. કાનો૦ ૨
રૂદન કરતાં રવિ પ્રગટ થયોને લાગી તાલા બેલી;

ઘેર જતાં ઘરનાં સહુ પુછે, ગઈતી કહાં એકલી. કાનો० ૩
કસુંબે રંગેલી તાહારી, સાડી અરણા ચોળી;
વરસાદે ભીંજાઈને આવી, કોને રંગમાં રોળી. કાનો० ૪
તે સારૂ હું ઘેર જઉ કયમ, એકે દશા નવ સુજે;
કોની આગળ કરૂં વારતા, શરીર થરથર ધરૂજે; કાનો० ૫
એવામાં એક નારી દીઠી, મહી વેચવાને જાતી,
ઉભી રહે બાઈ મારા સમ તુંજને, હીંડે છે મદમાતી. કો० ૬
કરજોડી તુજને પુછુ છું, ખબર હોય તો કહેને;
નંદજીના કુંવરની મુને, ભાળ્યા બતાવી દેને. કાનો० ૭
હા બાઈ મે હમણા દીઠાતો કદમ ખંડોની પાસે;
મયારામનો પ્રિતમ તુજને, જલદી ભેગો થાશે. કાનો० ૮

## ગરબી.

હુંતો ઘેલી થઈરે, પેલા કાનુડાની સંગે; ટેક.
સઈયર મારી શું કહું તુંજને, દીલડાં કેરી વાતે;
સાન કરી મુજને તેડી ગયો, મંદરમાં મધરાતે. હુંતો० ૧
શું જાણું એણે શુ કીધુ. શું મુંજને ખવડાયું;
શું ચેટક લગાડયું મુંજને, તેમાં ચીત ભરમાવ્યું. હુંતો० ૨
તે દાહાડાનું મનડું ફટકયું, કો આગળ જઈ કહીયે;
અહરનીસાં સમરણ કરૂં એનું, એ વિના કયમ રહીયે. હુંતો० ૩
પ્રથમથી સહુ વાતો કરતાં, છે કાનુડો કપટી;
મુજને ભોળવી મુરલી નાખી, તેમાં ગઈ હું લપટી. હુંતો० ૪
નાત જાત મરજાદ તજીને, કોઈની બીક ન આણી;
કામકાજ ઘર ધંધો ભુલી લાજ્યમાં લોભાણી. હુંતો० ૫
જેની મારી વાત સાંભળી, કોઈ દયા મન લાવો,
હરેક રીતે એને સમજાવી, મંદીર તેડી લાવો. હુંતો० ૬

તો એની સંગે રમીને, દુખડાં મારા વામું;
ચેટક મારા ભવનું દુર થઈ; સુખ સાગરને પામું. હું તો૦ ૭
તુજને મોકલું એ નહી આવે, એનો નહી વિશ્વાસ;
મયારામના પ્રિતમ વિના, હું ઘણી થઇ ઉદાશ. હું તો૦ ૮

## ગરબી ૬ ઠી

સાહ્યર શું કહુંરે. પેલા કાનુડા કપટીને; ટેક.
કાલ સવારે મંદીર આવી, મુજને બહુ ભરમાવી;
વાતની વાતે ચટકો લાગ્યો, તરત ગયો રીસાવી. સાહ્યરે૦ ૧
આતે હવે એને શું કહીએ, નથી કરતો મન તોલે,
જાણું પ્રિત વિસારી દીધી, મુને લીધી વણ મોલે. સ૦ ૨
એ થયો એવી નથિ થાતિ, રાખું છું મરજાદ;
મારે અંતરે સ્નેહભાવ છે નથી છુટતો નાદ, સ૦ ૩
મારે મન એ પ્રાણ અમારો, એને મન કંઇ નાવે;
પરનારીને મંદીર ભટકે, શાને માન ઘટાવે. સ૦ ૪
કંથ પલંગે પોઢયા પછી હું મધરાતે નિત જાતી,
મારગમાં કંઇ બીક ન આણું, હું કઠણ કરતી છાતી. સ૦ ૫
રંગ રમી હું એને રીઝવી, ભોર થયે ઘેર આવું;
અરસપરસ ઘરનાં સૌ જાણે, કુટલી વાત છુપાવું. સ૦ ૬
સાસુ સસરો જેઠ જેઠાણી, સઉકો મુજને વારે;
વોવારે તમો બ્હાર ન જાસો, નણદી મેણાં મારે. સ૦ ૭
કઠણ વચન મે સઉનાં સહીને, એ સંગે રહી મળતી;
મયારામના પ્રિતમની હું. ખુશામત નિત કરતી. સ૦ ૮

## ગરબી ૭ મી

એને ના ઘટેરે, મુજને કાનુડે તરછોડી; ટેક.
હે બાઇ તુજને વાત કહું તે, જોને મન વિચારી;

વિભિચારીનો સંગ કર્યાથી, થઇ ફજેતિ મારી. એને૦ ૧
જ્યારે એને ગરજ હતી ત્યારે, વનમાં તેડી જાતો;
અહોનિસાં રંગ મારી સાથે, માણી સુખીઓ થતો. એને૦ ૨
સાત પાંચ દસ બાર મળીને, એને કોઇ ભરમાવે;
તે સારૂ મારગમાં જાતાં, બોલું તો ના બોલાવે. એને૦ ૩
નગણા સાથે નેહ કદાપી, કોટી જન્મ ના કરીએ;
તરણાથી હળવાં થઇ જઇએ, લોકમાં લાજી મરીએ. એને૦ ૪
પેહેલથી મા આડે ખાડે, કરે પોતાનું ફાવ્યું;
એના સાથે પ્રિત કરીને, પાછળથી પસ્તાવું. એને૦ ૫
આવડું વેર તે સાને કાજે, રાખે મારી સાથે,
શો બિગાડ કર્યો મેં એનો, કરે ફજેતી હાથે. એનો૦ ૬
રીસે બળતી તુંજને કહું બાઇ, કપટીને શું કહીએ;
ભુખ તરસ આ વનમાં વેઠી, નિત એ સંગે જઇએ. એને૦ ૭
તન મન ધન હું એને સોંપી, સરણે રહીછું નારી;
મયારામના પ્રિતમ સાથે, સઘળી વાતે હારી. એને૦ ૮

## ગરબી ૮ મી

મુજને દગો કરીરે, પેલો ક્યાં ગયો કાનુંડો. ટેક૦
પહેલથી મુજને હેત દેખાડી, કપટે કરતો વાતો,
મુજ સરખી અલબેલી મુકી, પર મંદીરમાં જાતો. મુજને. ૧
આહું અવળું લાણમહેરૂં, કંઇ નથી ફાવતો લાગ;
ત્હારા સમજો દેખુ વાટમાં, ઉતારી લેઉ પાઘ. મુજને. ૨
શી એમાં એની તે શોભા, કરતો નથી વિચાર;
દુરિજન વિરજના સૌ જાણશે, હાંસી કરશે વિરજનાર. મુજને. ૩
જ્યારે મારે મંદિર આવે, કરજોડી રહું ઉભી;
કેઇ શોકયે એને ભરમાવ્યો, સા વાંકે મુને દુભી. મુજને. ૪

એના મનનું હારદ સમજી, વળતો ઉતર આપુ;
શા માટે નઘરોળા થઇ બેઠા, તનમન એને સોંપ્યું, મુજને. ૫
માટે જઇ કહેજે કાનાને, થઇ રેહેજે હુંશીઆર;
લોક લાજની ગરજ હોય તો, મળજે એકજવાર, મુજને. ૬
મારા મનમાં એવું આવે, એના ઉપર મરીએ;
નહીતો જોગ ધારણ કરીને, વંદ્રાવનમાં ફરીએ. મુજને. ૭
બ્હેની મારી. વાત સાંભળી; કાઇ દયા મન લાવો;
હરેક લ્હેરે એને સમજાવી, મંદીરમાં તેડી લાવો. મુજને. ૮
એને શીખામણ દેઇ સમજાવે. તેની થઇ રહું દાસી;
મયારામના પ્રિતમની આ; વિરજમાં થાસે હાંસી. મુજને. ૯

---

## ગરબી ૯ મી.

વાલો ક્યાં ગયોરે, મારો સુઘડ સ્નેહી. ટેક.
ચાર ઘડી પહેલા અહીં આવી, મુજને દેખા દીધી,
કોઇ ઠગણી એને લેઇને, આ રસ્તે ગઇ સીધી. વાલો૦ ૧
મારી નજરે એતો ચાલ્યો, વંદ્રાવનની વાટે,
હું પણ એની પુંઠળ ગઇતી, જમુનાજીને ઘાટે. વાલો૦ ૨
બંશીબટના ચોકમાં જોયું; જોયુ કુંજ ગલનમાં;
પણ એને નજરે ના દીઠો. પાછી આવી ઘરમાં. વાલો૦ ૩
બાળપણાની પ્રિત એ સાથે, શી રીત રહું અળગી;
તન મન ધન એને સોંપ્યું છે, તેથી રહી હું વળગી. વાલો૦ ૪
ચંદ્રભાગા ચંદ્રાવળી તમને, વાત કહું સાંભળજો;
લલિતાને જઇ એટલું કહેજો; જઇ કાનાને મળજો. વાલો૦ ૫
જે રીતે સમજે તે રીતે, સમજાવીને લાવો;
ઉપકાર તમારો ગુણ હું નહિ વિસરૂ, ઝટપટ વહેલાં આવો. વાલો૦ ૬

એટલું કહેતાં નહિ આવે તો, શું છે એનું કામ;
જાતે જઈ કર ઝાલી લાવું, વળતી મારે ધામ. વાલો૦ ૭
શું કરૂ વચને બંધાણી, મારે એની આશ;
મયારામના પ્રિતમની હુ, વણ મુલે લીધી દાસ. વાલો૦ ૮

## ગરબી ૧૦ મી.

(રાધકાજી વંદ્રાવનમાં શ્રી કૃસણને શોધે છે તેવામાં
એક સખી મળી તે કહે છે.)

તુ કયાં ભુલી પડીરે, ચાલ હું બતલાવું કાનુડો. ટેક૦
તુ અબળા નિરબળ થઇ બેઠી, શોકાતુર શામાટે;
પ્રિત કરી તો કરી જાણીએ, રાખીયે શીર સાટે. તુ કયાં૦ ૧
પેહેલેથી વીચાર ન કીધો, પાછળથી પસ્તાવું;
શું સુખ લેવા આવી વનમાં, હાથે આપ ગમાવ્યું. તુ કયાં૦ ૨
એવી કેવી પ્રિત કરી તે, રસ્તે મુકી ચાલ્યો;
તુજને તો તરછોડો નાખી, કેઈ સંગે જઇ મ્હાલ્યો. તુ કયાં૦ ૩
નગુણા સાથે નેહ કર્યાથી, એવું ફળ તુ પામી;
લોકોમાં હશારેત તારૂં, સીર બેઠી બદનામી. તુ કયાં૦ ૪
માટે નાદ છોડી ઘેર જાને, એમાં નથી કંઇ સારૂં;
કાનુડાનો સંગ કર્યાથી, માન ઘટે બાઇ તારૂં. તુ કયાં૦ ૫
શીખામણ તું માનજે મારી, કારજ તારૂં સરશે;
કાનુડાને ગરજ હશે તો, આવિ તુજને મળશે. તુ કયાં૦ ૬
તુતો એની વાંશે ફરે છે, એને મન કંઈ નાવે;
લાજ મુકી આ વનમાં ફરવું, સાને લોક હસાવે. તુ કયાં૦ ૭
કપટીનો વિશ્વાસ કરીને, તેંતો લીધો લ્હાવો;
મયારામના પ્રિતમ સાથે, અબળાનો શો દાવો. તુ કયાં૦ ૮

---

## ગરબી ૧૨ મી

### ( રાધિકાજી સખી પ્રતે કેહે છે )

બાઈ હું શું કહું રે, મારો પ્રાણજીવણ કાનુડો; ટેક.
પેલા ભવની પ્રિત બંધાણી, આ જન્મે કયમ છુટે;
તન મન ધન મેં એને સોંપ્યું, હવે પ્રિત કયમ ટુટે. બાઈહું૦ ૧
ચાર પોહોર નિંદ્રા નવ આવે, દીવશે અન્ન ન ભાવે;
ઘેલી થઈ વનમાંય ફરૂં, એ કપટી ચીત ભમાવે. બાઈ૦ ૨
અંતરમાં વહાલો ઘણો બાઈ, મુખથી શું કેહેવાય;
એક ઘડી દીઠા મુજને, કોટિ કલ્પ સમ થાય. બાઈ૦ ૩
ઘરનાં મુજને નિત્યે વારે, તેનું કહ્યું નથી કરતી;
અઘોર વનમાં જાતે એકલી, પાંસે પાંસે ફરતી. બાઈ૦ ૪
એના પ્રેમ આગળ બીજાનો, પ્રેમ નથી મેં દીઠો;
માટે બાઈ તુને ઘણું કહું શું, પ્રેમ વચનથી મીઠો. બાઈ૦ ૫
એ મારો છે અંતરજામી, હું છું એની દાસી;
વિધાતાએ લેખ લખ્યાથી, પડી ગળામાં ફાંસી. બાઈ૦ ૬
તે હવે કયમ કાઢી નીસરે, કરીએ કોટિ ઊપાય;
પ્રેમ કટારી વાગી કાળજે, કાહાડયાથી જીવ જાય. બાઈ૦ ૭
તેં'તો મુજને સારા માટે, શીખામણ કંઈ દીધી;
મથારામના પ્રિતમે મારિ, સુદ્ધ બુદ્ધ હરિને લીધી. બાઈ૦ ૮

## ગરબી ૧૩ મી

### (રાધીકાજી શ્રીકૃષ્ણને શોધે છે ને રાશ લીલાનું સુખ સંભારે છે ને છેવટે રાધાનો કૃષ્ણને સમાગમ થાય છે)

વનમાં ભુલી પડીરે, પેલો કયાં ગયો કાનુડો. ટેક.
ઝરમર ઝરમર મેહુલો વરશે, પુરણ કરી છે એલં;

અઘોર વનમાં મુજને મેલી ત્યાં કોણ અમારૂં બેલી. વનમાં. ૧
ગોકુળ ગામની ગોવાલણી, સઊ મહી વેચવાને ચાલી;
મારગ મળીયા માવજી, ત્યાં રોકી રાધે પ્યારી. વનમાં. ૨
મારગ મળીયા માવજી, મને રોવા સરખી કીધી;
માથાપરની મટુકી મારી, હુલાવીને લીધી. વનમાં. ૩
જસોદાજી લાલ તમારો, આડા અવળી ચાલે;
સોળ સેહેસ્ત્ર ગોપીમાં કાનજી, એ મન માને ત્યાં મા'લે. વન૪
આગળ પાછળ મેહેલ તમારા, વચમાં અમારી મેડી;
અગાશીમાં અમેજ રમતાં, શાન કરી શીદ તેડી. વનમાં ૫
મોર મુગટને કાને કુંડળ, હરખે વાગે તાળી;
આગળ પાછળ ગોપી નાચે, મધ નાચે વનમાળી; વનમાં ૬
ભમરી ખાતાં સુંદરજીએ, એવી માયા કીધી;
હરીતો અંતર ધ્યાન થયા, એક સખી સંગાતે લીધી. વનમાં૭
પુરૂશોતમને પગલે પગલે, જોતી જોતી જાઉં;
નારાયણના દરશન લીન હું, યાકુળ વ્યાકુળ થાઉં; વનમાં ૮
જોવામાં એક અબળા દીઠી, તેને પુછી વાત;
રાધા કેહે અભિમાન આવ્યું. ત્યારે તજ્યો અમારો સાથ.વ.૯
ઝાડે ઝાડે જોતી ચાલું, જઈને ઝાલુ હાથ;
તમાલ જાણી ત્રીકમજીયે, પ્રેમ ભીડી બાથ. વનમાં ૧૦
વંદ્રાવનની કુંજગલનમાં, મળીયા રાધે પ્યારી;
મયારામના પ્રીતમ મળતાં, વેળા અમારી વારી. વનમાં ૧૧

## ગરબી ૧૩ મી]

## [રાધાને કૃસ્ણનો સમાગમ થયા પછી રાધા શ્રી કૃસ્ણને કેહે છે ]

વાલમ ક્યાં ગયાતા સાચુ બોલો મારા સમ.] . ૨૬)

છેતરપંડી કરી મુજ સાથે, એ અવગુણ શા કીધો;
સાચું બોલો કુંજ વીહારી, કેઈ શંગે લાવા લીધો. વા૦ ૧
તમારે સ્નેહ બંધાણી, શીદ માયા ઉતારી;
મુજ સરખીઅબળેલી મુકી, કોણ મળી ધુતારી. વા૦ ૨
હું ભરોસો પુરણ રાખી, તમ સાથે લોભાણી;
આ વરીજનાં નર નારીમાં હું, ઘેર ઘેર ગવાણી; વા૦ ૩
વેણ વગાડી મોહ પમાડયાં, સરદ પુનમની રાતે;
હેત દેખાડી વાલમ અમને રાસ રમાડયાં ખાંતે. વા૦ ૪
એવું સુખ આપી દુખ, દીધું શા માટે મોરારી;
હું અબળા નિરબળ થઇ કહું છું કેમ દીધિ વીસારી. વા૦ ૫
વાટ તમારી જોતાં જીવણ, ચોદીશે જોઉ ન્યાળી;
બાર વન ચોવીસ ઉપવનમાં, દીઠા નહી વનમાળી. વા૦ ૬
જેવું હેત તમારૂં હઇએ, તેવું મારૂં જાણો;
હું દાસી વેચાણ તમારી, કાંઇ દયા મન આણો. વા૦ ૭
એમ કહી કંઠે કર નાંખ્યો, શીદ કરો છો હાસી;
મયારામના પ્રિતમની હું, થઇ રહી છું દાસી. વા૦ ૮

## ગરબી ૧૪ મી.

## (શ્રીકૃષ્ણ રાધાનો હાથ ઝાલીને કહે છે)

તું પ્રાણ થકી પ્યારી છુરે, કીલતીની કુમારી. ટેક.
સાચો પ્રેમ વિનતાનો જોઇ, પ્રગટ થયા ગીરધારી;
કર ઝાલીં આતુર થઇ કહે છે, હરખે કુંજ વિહારી. તું પ્રાણ૦ ૧
ત્રણ લોકને ચૌદ ભૌવનમાં, તુજ સમાન નહીં નારી,
તારા પ્રેમથી હું લોભાણો, જોને મન વિચારી. તું પ્રાણ૦ ૨
મારે તારે વશ થયો છું તુજ વીના નવ ચાલે;
તારૂં મુંખ દીઠા વિના, મુને શોક શરીર પ્રજાળે. તું પ્રાણ૦ ૩
આઠર નીશાં તુજને સંભારું, ક્ષણ જપ નથી વળતો;

મારા સમ આપીને કહું છું ચાહયો હું નથી મળતો. તુપ્રાણ ૪
પુઠે દુરીજન લોક વ્રિજના, નીંદ્યા કરે નરનારી;
તે સારૂં હું પ્રગટ પ્રિતડી, કરતો નથી વિસ્તારી. તુપ્રાણ ૫
તોપણ સઉ કો વાત કરે છે, તેથી મન અનુરાગી;
કામ ક્રોધ લોભાદીક આદિ, તેથી સદા હું ત્યાગી. તુપ્રાણ ૬
ત્હારી વાંસે ફરૂંછું, નથી અળગો ક્ષણુવાર,
માટે માનુંનિ ત્હારે વશછું, તુ પ્રાણ તણો આધાર. તુ પ્રાણ. ૭
એવાં વચન સુણીને રીઝ્યાં, ભરયુ ભાન દુલારી,
મયારામના પ્રિતમ સાથે, લોટપોટ થઇ નારી. તુ પ્રાણ. ૮

## ગરબી ૧૫ મી રાગ ઉપરનો

ગીરધર લાલજીરે, મારી ગાવલડી સંભારો,
સાંજપડે સંભારી લાવો, આડે રહી દોવરાવો,
દુધ ભાતમાં શાકર ભેળી, વાળુ કરવા આવો. ગીર. ૧
વ્હાણાને પેહોર વહેલા ઉઠો, ઘેરે વલોણુ સાવા.
ઘી તાવણીમાં લોટ શેકાવું, ખાંડ ભેળીને ખાવા, ગીર. ૨
ઘરમાં નથી કોઈ નાનુ મોટું, કોઈની બીક ન ધરીયે,
એક રાત વાસો આવોતો, બોલા ચાલી કરીયે. ગીર, ૩
ગોવાળીયાને ગરવ શોછે, જે ત્યાં તેડે જઇએ,
નરસઈયાનો સ્વામી મળે તો, સઉ વાતે સુખીયાં થઇએ. ગીર ૪

## ગરબી ૧૬ મી ઊંદરની રાગ ઉપરનો

ઊંદર કેર કરેછેરે, દુઃખડાં કોને કેહેવા જઇયે,
અમને નીત્ય નડછેરે, ઘરમાં કેમ કરીને રહીયે. ટેક
દર મધ્યેથી દોડી આવે બીછાના પર બેસે,
ફુકી ફુકી ચાંસળ મારે, ના ખબર તેની રેછે. ઊંદર ૧
ચાર પ્હોરની રજની માંહે, એક ઘડી નવ જંપે;

નીદ્રામાંથી જાગુ ઝબકી, તવ કાયા મારી કંપે. ઉંદર. ૨
પોથી પુસ્તક કાપી નાખ્યાં, બાકી ન રાખ્યુ એક,
ઝાલી ઝાલી થાકી ગયો, પણ પાર ન આવ્યો છેક. ઉંદર ૩
ધોતી પોતી કાપી ખાધી, દોરી કાપી આખી,
અબોટીયુ અંગરખુ કાપ્યુ, તેના સુરજ સાખી. ઉંદર ૪
જળ પીવાનું ઓટી ગયાને, તેલ ઢોળી દીધું.
બરણીમાં બાકી રહ્યું તે, સરવે મળીને પીધું. ઉંદર ૫
ચું ચું ચું ચું ચિસો પાડે, લીંડી ઝાઝી પાડે,
ઢંઢોળીને હાંકુ તારે, દાંટયો ઝાઝી કાઢે, ઉંદર ૬
ગણપતીની ચોથ કરીયે, તે કરતાં નથી ચુકયા,
બહુ બહુના લાડું કરી, ઉંદર મામાને મુકયા. ઉંદર ૭
દીવો જો બળતો રાખુતો, દીવટ તાણી જાય;
એમ કરતાં જો ઉંઘી જયાતો, લંકાં જેવુ થાય. ઉંદર ૮
જે દીવસના ગામ ગયાતા; તે દીવસના ઘરમાં પડીયા.
કોઠી પેટી કાપી ખાધી, એ રીતે મુને નડીયા. ઉંદર ૯
પાંજરાં મુંકી મુકી થાકયો, તોયે ઝાલ્યા નવ ખુટે;
ખાવાનુ ઉઘાડી નાખી, જાણે ગોળનુ ગાડું લુંટે. ઉંદર ૧૦
એ પશુને શું કરીયે, મુને રીસ ગઇ છે વાપી,
માળા મારી ફેરવવાની, ગઉમુખ્યા સઘાં કાપી. ઉંદર ૧૧
નિત નિત દુઃખડાં અમને દેછે, કયા જઈએ ઘરમેલી નાશી,
ભક્ત પિતાંબર એમ કહે, એને મળજો વાઘની માસી. ઉં. ૧૨

## ગરબી ૧ લી.

જવાદો મુને સાને રોકોછો વાટમાં,
હારે દાણ લેવા સરજ્યા નથી માટમાં, જવા. ટેક.
આજ તો અમારે પ્રભુ કામનો દીન છે,

હાંરે મારે એકલાં જવુંછે નાતમાં. જવા. ૧
મારારે સમ મારી ગાગર નાંદી,
હાંરે જળ ભરવા જુમનાજીના ઘાટમાં. જવા ૨
સમળી સહીયરો ઉભી જુમનાના તીરે
હાંરે તેને વચન આપ્યાં છે હાથમાં. જવા. ૩
મોતીના નાથને સંગે લઇને,
હાંરે મારે જાવું સહીયરોના સાથમાં જવા. ૪

## અરથી ૨ જી રાગ ઉપરનો.

હું વાત કહુ ઉભાં રહોને અલબેલી.
હરે દાણ ગીતનાં ઘટે તે જાઓ મેલી. હું વાત ટેક.
ક્યાંથી આવોછો આજ રમઝોન કરતાં,
હાંરે આજ ક્યાંછે સંગની સાહેલી. હું વાત ૧
ઘુંઘટ તાણીને શું જોરમાં જાઓછો,
હાંરે નથી દેતાં જવાબ મન મેલી હું વાત ૨
ધ્યાન ધરીને શું ધ્યાનમાં જાઓછો,
હાંરે આજ ઓણી કરવી છે મારે પહેલી. હું વાત ૩
મોતીના નાથને તું છે પ્યારી,
હાંરે ઘણે દહાડે થઇછું આજ ભેળી; હું વાત ૪

## અરથી ૩ જી

જમીપર જળનાં દાણ કોણ લેછે;
હાંરે નથી જાણ્યુ લેવા વળી રેછે. જમીપર ટેક.
નથીરે સાંભળ્યુ પ્રથવી ઉપર;
હાંરે લેવા વાળો અહીં કોણ રહે છે જમીપર. ૧
નીતે નવા નવા ચાળા કરોછો;
હાંરે એવી કોણ શીખામણ દેછે. જમીપર. ૨

વચન કાઢો છો પ્રભુ વઢવા સરીખાં;
હાંરે કોણ વસ્તી તમારીમાં રે'છે. જમીપર. ૩
મોતીના નાથને એમ કહીને;
હાંરે ગોપી રસ્તો ગોકુળનો લેછે. જમીપર. ૪

## ગરબી ૪ થી

છબીલી દાણની રીત કોને કાહાડી;
હાંરે દાણ આપો લાડકડી લાડી. છબીલી, ટેક
શ્રી જમુનાજીના ઓ'ટારે આરા,
હાંરે જળ ભરવાને આવો દા'ડી છબીલી ૧
વંદ્રાવનને મારગ જાતાં,
હાંરે હું તો લઈશ લાગત મા'રી. છબીલી ૨
એવાં વચન પ્રભુ કોઈએ ન સાખે;
હાંરે એતો સાંખે તે પરણી નારી. છબીલી ૩
મોતીના નાથને સરવસ સોંપ્યુ,
હાંરે ગોપી રાજી કરયા છે મોરારી. છબીલી ૪

## ગરબી.

( ઓધવ આવ્યારે વરજમાં એ રાગ. )

વનમાં વાગેરે વાંસળી તેતો મારે મંદીરીયે સંભળાય.
વનમાં વાગેરે વાંસળી. ટેક.
આઇ સહું પુમીરે માનુની, જીવડો વ્યાકુળ વ્યાકુળ થાય. વન. ૧.
વેગે ચાલીરે વીનતા. મેહુતો ઘરમાં નવ રેહેવાય. વન, ૨
દેહનિ દશારે વિસરી, અંગે ત્યાભુશણ અદલાય; વન. ૩
ભાવન ભાવનિરે ભામનિ, ચાલી કામ કરી સહુ તાજ;વન ૪
અંબર મધવરરે મેલીયાં, લોપી લોકડીયાની લાજ; વન. ૫
વન સુકુ આવીરે ગોપીઓ, નઇયણે નીરખ્યા શામ શરીર. વન ૬

કૃષ્નાથ રીઝોરે રંગમાં, સુંદર જુમનાંજીને તિર. વન. ૮

## ગરબી

મહી લુંટે મહી લુંટે મોહન મહી લુંટે મહી લુટે. ટેક.
વળમા જુરી શાને કરોછો, હાર હઇયાનો ટુટે, મોહન. ૧
પીગોતો હરી પેટ ભરીને, તારે પીધે મહી નહી ખુટે. મોહન. ૨
પ્રીતમના સ્વામીને શું કહીયે, તાણ્યુ કરોતો પ્રીત ટુટે. મોહન ૩

---

મુગટપર ઓવારી ઓવારી, ઓવારી. ઓવારી.
મુગટપર ઓવારી ઓવારી. ટેક.
જળ જુમનાપર બંગલા બનાયા, ફરતી ઓલાવી બારી. મુગ. ૧
જળ જુમનાના ઠંડા પાણી, ભર ગઇ રાધે પ્યારી. મુગ. ૨
જળ જુમનાકી ચીકણી મટુકીયાં, લસ ગઇ રાધે પ્યારી. મુગ, ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળપર વારી. મુગ. ૪

---

મોહન મહીવાલે, મહીવાલે. મહીવાલે મહીવાલે
મોહન મહીવાલે મહીવાલે
કોરી મોરી મટકીમાં દહીજમાયા સકર નાખકે ચખાજાને
મહીવાલે મહીવાલે ૧
આજ સખીએ ઓવાં દોહીપાલભરકર પીજાનેમહીવાલે
મહીવાલે મહીવાલે ૨
માખણમે વાલો સકર મેળે ઉંગલી ભરકે ચખજાને મહીવાલે
મહીવાલે મહીવાલે ૩
આઠ પેહેરકી ચોસઠ ઘડીયાં, પાવ પલકમ જાને મહી વાલે.
મહી વાલે મહી વાલે ૪
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર, હમકુ દરસન દે જાને.
મહીવાલે મહીવાલે ૫

# ગરબીઓ

(કાનુડે વનમાં લુંટી. એની પેલ કાનુંડે વનમાં લુટી એ રાગ.)

શારે ગુનામ લુંટી વાલમ મને શારે ગુનામે લુંટી,
નથી તમારી સંગે મુકી વાલમ મને શારે ગુનામ લુટી. ટેક.
સહામી તે મેડીએ હાર પરોવતાં, મોતી ફુટ્યુંને સેર તુટી. ૧
જળ જમુનાં જળ ભરવા ગયાંતાં, હાથે થકી દોર છુટી વા. ૨
વંદ્રાવનને મારગ જતાં, જરકશી ચોળી તુટી. વા. ૩
વંદ્રાવનને ચોક રમતાં. મોતનમાળા તુટી. વા. ૪
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરનાગર, પ્રીત તમારી નથી છુટી. વા, ૫

---

કહો મનડાં કેમ વારીએ ઓધવજી કહો મનડાં કેમ વારીયે, ટેક.
જેરે દહાડાના મોહન ગયા મે'લી, દહાડી આંસુડાં ઢળીએ. ઓ.
મોહન તો મથુરાં જઈ બેઠા, વશ કરયા કુબજા નારીયે. ઓ. ૧
કુવા હોય તો ગાળીએરે, સમુદ્ર કેઈપેરે ગાળીએ, ઓ. ૨
કાગળ હોય તો વાંચીએરે, કરમ કેઈ પેરે વાંચીયે, ઓ. ૩
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરનાગર, શરણે આવ્યાને તારીયે. ઓ. ૪

---

કાનુડે વનમાં લુંટી ઓ એની પેલ કાનુડે વનમાં લુંટી ટેક
આગળથી મારો પાલવડો ઝાલ્યો, નાસતા વેરહની છુંટી. ઓ. ૧
હાથ ઝાલી મારી બાંહ મરોડી; તડતડ ચોળી તુટી. ઓ. ૨
વળગાંજુમી કરતાં મારી; મોતનમાળા તુટી. ઓ. ૩
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરનાગર. મહીની મટુકી ફુટી. ઓ. ૪

---

જુમકહાર શીદ તોડયો હોરાજ મારો જુમકહાર શીદ તોડયો,
હારની પડીકે ત્રણ ઓળહોરાજ મારો જુમકહાર શીદ તોડયો. ટેક
જળજમુના જળ ભરવા ગયાંતાં, ઘટ મારો શીદ ફોડયો. હો. ૧
વંદ્રાવનને મારગ જાતા, કાંડું ઝાલીને હાર તોડયો. હો. ૨

વૃંદાવનને ચોકે રમતાં, કુડાં વચન કાણ બોલ્યા. હો. ૩
પ્રીત કરી પણ કરતાં ન આવડી. નંદ આહીરનો છોરો. હો. ૪
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરનાગર, આવ્યને નટવર મોરા હો ૫

## ગરબી.

ગગરી ઉતારરે વનમાળી મટુકી ઉતારરે વનમાળી,
ઉતાર ઉતાર ઉતાર જલદી ઉતારરે વનમાળી,
મેરે શીરપર હો ગઇ ભારી. ગગ ઉ. ટેક,
સુનેકી ગગરી રૂપાકા ઉાણી, ભરગઇ રાધે પ્યારી. ગગ. ૧
જળ જમુનાંકી ચીકણી મટુકીયાં, ખસ ગઇ રાધે પ્યારી.ગગ. ૨
મ પેહેરી કસુંબલ સાડી, તેરે મુગટકી છબ ન્યારી. ગગ. ૩
મ પેહેરી જરકસકી ચોળી, તેરી મોરલીકી છબ ન્યારી, ગગ. ૪
મ પેહેરી મોતનકી માળા, તેરે ગુંજ માળકી છબ ન્યારી.ગગ ૫
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર,ચરણકમળ પર વારી. ગગ. ૬

## ગરબી

વીઠલ રહેજોરે વશી મારે મન વીઠલ રહેજોરે વશી. ટેક.
કાનુડા કપટી છે કાળો, કાળજડેરે ડશી. મારે ૧
ઓસડીયાં મેલાનેરે અળગાં, શીદને પાવોરે ગશી; મારે ૨
ગોકુળ ગામના લોક ઠગારા, શીદને કરાવો હશી મારે ૩
સોનુ તો સરખું છેરે સરવે મીનો ન જાણે કશી મારે ૪
વલ્લવના પ્રભુનેરે નીરખી, દુખડાં ગયાંરે ખશી મારે ૫

## ગરબી

( હું તો ઇશ્વરને પુજવા નીસરીરે લોલ. એ રાગ. )
શામ સલુણા કુંવર નંદનારે લોલ,
તે મને નાંખી ફંદમરે લોલ; ટેક.
હું તો રૂખમીને જોવા નીસરીરે લોલ,

ઓઢવાનું અંબર વીસરીરે લાલ. શામ. ૧

હું તો ગાવડી તે દોવા નીસરીરે લાલ.
શેલા લીધો ને તામડી વીસરીરે લાલ. શામ. ૨

હું તો દરશન કરવાને નીસરીરે લાલ,
સાળુ પેહેરયોને ચોળી વીસરીરે લાલ. શામ. ૩

હું તો જમુનાતે જળને નીસરે લાલ;
ગાગેર લીધીને ઘડો વીસરીરે લાલ. શામ. ૪

જમતાં તે જીવણ સાંભરયારે લાલ,
કંઠે ના ઉતરે કોળીયોરે લાલ. શામ. ૫

વલવના સ્વામી શ્રી હરીરે લાલ,
તનમનથી હું તમને વરીરે લાલ. શામ. ૬

## ગરબીયો

હાંરે રશીયા મુને જાવા દીજે તારૂ દાણ થાય તે લીજેરે,
રશીયા મુને ટેક.

હાંરે હું તો ગોકુળની બ્રીજનારી, હાંરે હું તો મહી વેચવાને ચાલી: હાંરે મારગડે આળ ન કીજેરે. રશીયા. ૧

હાંરે હું તો બ્રાહ્મણની છોરી. હાંરે મારે માથેછે મહીની ગોળી; હાંરે લ્યો ખાટાં ગોરસ પીજેરે. રશીયા. ૨

હાંરે મારી સંગની સાહેલીઓ ચાલી, હાંરે મને રોકી રહયા ગીરધારી; હાંરે મારગથી અળગા રહીજેરે. રશીયા. ૩

બાઇ મીરાં કહે હે પ્રભુગીરધરનાગર, તનમન અરપણ કીજેરે.
રશીયા. ૪

---

હાંરે મારો વીર દયો વનમાળી, હાંરે હું છું અબળા નારીરે;
મારો વિર. ટેક.

હરિ વાલો ચિર હરીને કદમ ચડી બેઠા, હાંરે હું છું જળમે ઉઘાડીરે. મારો ચિર. ૧

હોરે ચિરકે બદલે પીતાંબર લેઉંગી, હાંરે જો જલસે હો જાઉ ન્યારીરે. મારો ચિર. ૨

હાંરે પાહે પત્ર કરિ નીકળી રાધે, હાંરે કૃષ્ણ હસતદે તાલીરે. મારો ચિર. ૩

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, હાંરે તમો પુરૂષ હમો નારીરે; મારો ચિર. ૪

---

હાંરે બેની આપનો સ્યામ ખોટા, કયા દોસ દેઉં કુબજાકોરે; બેની આપનો; ટેક.

આપે ગએ કાગજ નહી ભીજયો, કયા કાગજકો ટોટોરે, બેની આપનો. ૧

ગોકુળ મેલિ વાલો મથુરાં પધારયા, ત્યાં મારયો કંસરાય મોટોરે; બેની આપનો. ૨

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, હાંરે મારૂ મહિ પીને ચરા બેહની આપનો. ૩

---

હાંરે કુબજાને જાદુ ડારો, બસ કી । શ્યામ હમારોરે; કુબજાન જાદુ. ટેક

જાદુકી પુડીયાં બર બર ‌ ારી, કયા કરે બઇદ બિચારોરે; કુબજાને. ૧

આણી તડે ગંગાને પેલી તડે જુમનાં, બીચમાં વેહે જળ ખાડોરે. કુબજાને ૨

ઇધ ગોકુલ ઉધ મથુરાં નગરી, જાય પીવો જળ ખારોરે; કુબજાને ૩

કુબજાસે વાલો રંગ રમતહે, હમકુ કર ગયો ન્યારોરે;
કુબજાને. ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર,આખર ,સ્યામ હમારોરે.
કુબજાને, ૫

## ગરબીઓ

( સખી કામણગારો કાન, કામણ કીધાંરે એ રાગ. )

મારા નેણા તણા શણગાર, રણછોડ છોગાળા
અબળાના પ્રાણ આધાર વીનતાના વાલા, ૧
તારૂં મોહની મનોહરે રૂપ, રણછોડ.
તમો અદ્દ્ભૂદ મોહનના ભુપ. વીનતાનાવાલા ૨
તમે ગોકુળ ચારી ગાય, રણછોડ છોગાળા;
હુલરાવે જશોદા માય, વીનતાના વાલા. ૩
તમે રમતા ગોવાળાની સાથ. રણછોડ;
રૂષાં પત્નીના લીધા ભાત, વીનતાના વાલા. ૪
તમે ગોવરધન તોળ્યો હાથ. રણછોડ.
રાખ્યા ગોકુળીયાની સાથ, વીનતાના વાલા. ૫
તમે ઇંદ્રના મોડયાં માન; રણછોડ.
નંદ જશોદાના જીવણ કાન, વીનતાના વાલા. ૬
તમો પધારયા મથુરાં ગામ, રણછોડ;
આમા કંશનો કેડયો ઠામ; વીનતાના વાલા. ૭
તમે કુબજાનો કીધો સાથ, રણછોડ;
તેની જુગમાં ચાલી વાત, વીનતાના વાલા. ૮
વાલે પુરયો દ્વારકામાં વાશ, રણછોડ,
દેવકી જશોદાની પોચી આશ; વીનતાના વાલા. ૯
બોડાણાની જાણી પ્રીત, રણછોડ,

તમો જાણોછો રચની રીત, વીનતાના વાલા. ૧૦
તમે પધારયા ડાકોર ગામ; રણછોડ;
મારે વાલે કરયો વિશરામ, વિનતા વાલા. ૧૧
દાસ વલવ કહે કરજોડ, રણછોડ છોગાળા.
મારા પુરો મનના કોડ, વિનતા વાલા. ૧૨

---

વંદ્રાવન મોરલી વાય, મારી બેનીરે;
સહુ ગોકુળની ગોપીયો જાય, મનડું રહે નહીરે; ૧
મારે કાનુડા સાથે પ્રિત, મારી બેહેનીરે.
મારી નણંદી બોલે વીપરીત, મનડું રહે નહીરે. ૨
એતો ઘરમાં નવ રેહેવાય, મારી બેનીરે;
મારૂં મંદીર ખાવા ધાય; મનડું રહે નહીરે. ૩
વાલાશું રમીયે આજ મારી બેહેનીરે;
એતો મેલી કુળની લાજ, મનડું રહે નહીરે ૪
મારી સાસુ મુકે આળ મારી બેહેનીરે;
મારો પીઊડો દેછે ગાળ, મનડું રહે નહીરે, ૫
ઘેલી થઈ સઉ વ્રજનાર, મારી બેહેનારે.
તે ભુલી ગઈ શણગાર, મનડું મેહેલીરે. ૬
લાગુ વલવના પ્રભુને પાય, મારી બેહેનીરે.
તમે કરજો હમારી સાય, મનડું રહે નહીરે. ૭

---

સખી કામણગારો કાન કામણ કીધાંરે,
મને મારયાં મોહનાં બાણ મન હરી લીધાંરે. ૧
હુંતો ઘેલી થઇ ઘર માંય, કામણ કીધાંરે.
કાંઇ નડે કંઇ કંઇ થાય, મન હરી લીધાંરે. ૨
વાલો મધુરીથી મોરલી વાય, કામણ કીધાંરે;

જોવા જઈએ શી જાદવરાય મન હરી લીધાંરે. ૩
કોણે અવળાં પેહેરયાં ચીર, કામણ કીધાંરે.
સહુ ચાલી જમુના તીર, મન હરી લીધાંરે. ૪
કોણે પગનાં પેહેરયાં કોટ, કામણ કીધાંરે.
લાગી નેન કમળની ચોટ, મન હરી લીધાંરે ૫
બાજુબંધ બાંધ્યા પાય. કામણ કીધાંરે.
એમ અબળા વ્યાકુળ થાય, મન હરી લીધાંરે. ૬
કોણે હાથનાં બાંધ્યા બાલ, કામણ કીધાંરે;
કોણે કાજળ કીધુ ગાલ, મન હરી લીધાંરે. ૭
સાસુડી દેછે ગાળ, કામણ કીધાંરે,
કોણે મુકયાં રોતાં બાળ, મન હરી લીધાંરે. ૮
ગોકુળની સહુ વ્રજ નારે, કામણ કીધાંરે,
ચાલી વંદ્રાવન મોઝાર, મન હરી લીધાંરે. ૯
વાલો એલે રાસવીલાસ. કામણ કીધાંરે,
વાલે હમને તેડયાં પાસ; મન હરી લીધાંરે. ૧૦
હુંતો ગાઉ સુખમાં દન, કામણ કીધાંરે,
મારે માથે જુગજીવન, મન હરી લીધાંરે. ૧૧
અબળાની પુરી આશ, કામણ કીધાંરે;
બલીહારી વલભદાસ, મન હરી લીધાંરે, ૧૨

---

વાલો હમલો જુમનાંની તીર કાન ગોવાળોરે,
વાલો હળધર કેરો વીર કામણગાળોરે. ૧
વાલો મધુરીશી મોરલી વાય કામણ ગાળોરે. ૨
ગોકુળની ગોપી જાય કાન ગોવાળોરે.

સહુને હૈડે હરખ ન માય કામણ ગારોરે. ૩
વાલે કીધા પુરણ કાજ કાંન ગોવાળોરે,
વલવનો રશીયો રાજ કામણ ગારોરે. ૪

---

એતો છેલ છબીલો કાંન કેડો લીધોરે,
હુંતો ના લઉ એનું નામ કેડો લીધોરે. ૧
એનુ વારયાનુ નહી કામ કેડો૦
એને કોઇ શીખામણ દયો આજ કેડો લીધોરે. ૨
માહારે મોટા કુળની લાજ કેડો લીધોરે.
એતો કંઇયે નવ જવાય કેડો લીધોરે. ૩
જયાં જઉ ત્યાં પુઠે થાય કેડો લીધોરે,
રશીયો વલવનો નાથ કેડો લીધોરે.
મને ગમે તમારો સાથ કેડો લીધોરે.

---

સામળીયા જાણ સુજાણ મારે મન વશીયારે,
અબળાના જીવણ પ્રાણ હો રંગ રશીયારે. ૧
તારી વરણાગી મે જોઈ મારે મન વશીયારે,.
માહારૂ મનડુ રહયું છે મોહી હો રંગ રશીયારે ૨
આપણ રંગભેર રમીયે રાસ મારે મન વશીયોરે;
મારા મનમાં મોટી છે આશ હો રંગ, ૩
મને અધુંર તણો રસ પાવ મારે મન
મારે રૂડો આવ્યો છે દાવ હો રંગ. ૪
વલવના પ્રાણ આધાર મારેમન.
નાખુ તન મન તમ પરવાર હો. ૫

---

મારે આંગણીયે નંદલાલ મોરલી વાહરે.
મને કીધીછે બેહાલ મોરલી વાઈરે ૧

વાલે મારયાં લોચન બાણ મોરલી વાઇરે,
વાલે હરયા હમારા પ્રાણ મોરલી વાઇરે ૨
મારે કાળજડે પડીયા છેદ મોરલી;
તેનો કોઇ ન જાણે ભેદ મોરલી. ૩
વજવનો સ્વામી કાંન મોરલી,
એની પુઠે હું ફરતી રાંન મોરલી, ૪

---

વાલા ઉભલા જમુનાં ઘાટ ધેન ચરાવેરે,
મહારી રોકી વાટ ધેન ધરાવેરે, ૧
અલ્યા તું તે કંઇનો વાશી ધેન ચરાવેરે;
મથુરાંથી આવ્યો નાશી ધેન ચરાવેરે. ૨
તુને કોણે દાણી થાપ્યો ધેન ચરાવે;
તને કોણે લેખ લખી આપ્યો ધેન ચરાવેરે. ૩
હમે કંસને કરીશું જાણ ધેન ચરાવેરે
તેની બીક કશી ના આણુ ધેન ચરાવેરે. ૪
તું મારગડે શાને લુટે ધેન ચરાવેરે;
મારી મહની મટુકી ફુટે ધેન ચરાવેરે, ૫
હમો નંદની લજયા રાખુ ધેન ચરાવેરે;
તું જે બોલે તે સાંખુ ધેન ચરાવેરે. ૬
અંતા જોર તમારે દીઠું ધેન ચરાવેરે;
તુને ગોરસ લાગે મીઠું ધેન ચરાવેરે. ૭
મારૂ મન માને તો આપુ ધેન ચ ાવેરે
તુંને દયારૂ સાથે ચાંપુ ધેન ચરાવેરે. ૮
ત્યાં ગોપીઓ ગોરશ પાય ધેન ચરાવેરે;
વ્રજવ બલીહારી જાય, ધેન ચરાવેરે. ૯

---

એભી ગોરશ વાળી નાર ઉભી રહેનેરે, ૧
તારાં મહીડાં કેરાં દાણુ મુજને દેનેરે ૧
દાહાડી ચોરી જાતી દાણુ આજ હાથ આવીરે;
સરવે લઈશું હમારો ભાગ, મટુકી ઉતારીરે. ૨
તમો કારે રહોને કાન, દાણના રશીયારે;
એકલડી જાણી આજ, આવો ધશીયારે. ૩
તમે શેના માગો દાણુ પ્રીતમ પ્યારારે;
વાલા નાગર નંદના નંદ રહોને ન્યારારે, ૪

---

ઘણે દાહાડે આવી હાથ, દાણની ચોરીરે;
મહી દાણના માટ ઉતાર, આવને ઓરીરે ૧
હઠ એવી મહીયારડી મહી પાનેરે;
પછે કોણ રોકે તુને વાટ ચાલી જાનેરે. ૨
આની આ વાટે મહી વેચવા જતાં વાલારે;
દાણી ના દીઠો આજ, થયા લાલારે. ૩
પરનારી કેરી છેડ, ઝાઝી નવ કરીએરે;
વાલા નાગર નંદ કીશોર, કોઇથી ના ડરીએરે. ૪

---

એવી મરમ ભરેલી વાણ બોલી ગોપીરે,
હમ સાથે બોલી આજ લજ્યા લોપીરે. ૧
એવી જુડા બોધી નાર બોલ વિચારીરે,
મહીની મટુકી ફુટશે આજ ગોપી તારીરે. ૨
તમે લજ્યા વાળાછો બહુ તે હું જાણુંરે;
ઢાંકી રાખુ તમારા ઢંગ મુખે ના આણુંરે. ૩
આવા છેલ ના થઈએ કાંહન વિચારો વાતરે,
વાલા નાગર નંદના ફરીયે નહી સાથેરે. ૪

વાત કરોરે રહી વેગળા સુણ વાલારે,
પેલા દેખે દુરીજન લોક આ શા ચાળારે. ૧
હમ વહુ વાર વોઠ્યા શુંણ વાલારે.
કંઇ ઉભલા કેમ રેહેવાય આ શા ચાળારે. ૨
મહી માગેતો આપીએ શું વાલારે,
તમ શાને વળગો શામ આ શા ચાળારે. ૩
તમે તક જુઓ તે આ નથીં શુણ વાલારે,
ફરી મળજો કાંઇ એકવાર આ શા ચાળારે. ૪
રાજેના રશીયા નાથજી શુણુ વાલારે,
તમ વિચારો મન માંય આ શા ચાળારે. ૫

## ગરબીઓ.

કાંહાંન કાળારે મારી ચુદડીના ચોર,
છબીલા નંદનારે મારા કાળજાનો કોર; કાંહાંન ટેક
ચુંદડી ચોરીને પ્રભુ કદમ ચડયારે,
સાહેલીના સંગમાં મારી નજરે પડયારે, કાંહાંન ૧
અજબ તરેની ચુદડીને માંહી ઝાંજો રંગ,
વેગળ રેહો વરણાગીયા મારૂ શામ થાશે અંગ. કાંહાંન ૨
લાખ ટકાની ચુદડીને છેડે ઝાઝા તાર,
શ્રી કૃષ્ણજી લાડ લડાવે તેમાં શાનો પાડ. કાંહાંન ૩
ચુંદડી આપો તો પ્રભુ પાયે લાગુરે,
નરસૈયાના સ્વામી પાશે માન માગુરે. કાંહાંન ૪

---

કૃષ્ણ બોલ્યા રે નિકળ જળથી તું બાહાર,
આપુ ચુંદડીરે લેને રાધા એ નાર. ટેક
ચોરનાં વખાણ કરે માલ નથીં એમાં,
નગ્ન થઇ જળમાં નાયા ડંડ દીધો તેમાં. કૃષ્ણ ૧

સુંદડી તાણીને કાંઈ ખપ નથી મારે,
સહુ શખી બાહાર આવે લોને અત્યારે કરસણુ ૧
સહુ સખી । વિચાર કરયો જાવુ હવે પેર,
કરસણ કેરૂ કહ્યું માની કરીયે એવી પેર. કૃષ્ણ. ૩
હારી સહુ બાહાર આવ્યા દેઈને બેઉ હાથ,
ચીર આપી આશા પુરી નરશઇંયાના નાથ. કૃષ્ણ ૪

# ગીરધારીની ગરબીયો.

ગીરધારીરે વાલમ વાત વીચારો, મન મોહન આંખન મારો, એરાગ
મન મોહનરે મુકો મારગ માવા, કેમ રોકો જુમનાં જાવા. ટેક.
રશીયાજીરે પ્રિત તમારી જાણી, મારી ભાગશે દહીની દાંણી.
કહું ગિરધરરે રહેજો અમથી અળગો, શીદ વાટે જોતા વળગ્યો.

## ઝુલ.

નવ પાલવડો મુજ તાણોરે, જુગતીની રીતી નવ જાણોરે,
હું જાણું કહુવિર શાણોરે.
કહુ કૃશનરે મુંદ્રા કાના હાવા, કેમ રોકો જુમનાં જાવા.
નહી આપુરે દાણ દધીનુ આજે નથી લાવી તારે કાજે.
મુકો પાલવરે ફાટે સુંદડી મારી, હું સમજી વાતો તારી.

## ઝુલ.

મુકો મહી મારાં ઢોળશો, મારા ચીર સુંદડી ભીંજશેરે,
હરી હાંણ હસારત થાશેરે
પ્રભુ હમશુંરે ફંદ કરો કેમ આવા, કેમ રોકો જુમનાં જાવા.
હરી જાયછેરે સાથ સહીયરનો મારો, મેં જાણ્યો તુને ધુતારો
નહી સરશેરે અરથ હરિવર હમશું, કહું છું મોહન સાચુ તમશું.

ઝુલ.

નવ કરો નયનનો ચાળો રે, હમો દઈશું જદુવીર ગાળો રે,
લજવાશે કામણગાળો રે.
શામળીઆરે શીખ કહુ સમજાવા, કેમ રોકો જમુનાં જાવા.
નવ નાખોરે છાતીએ હાથ હઠીલા, કહું વચન તો પડશો વીલા
મુખ મલકરે ચુંબન કરવા કાજે, એવી વાત જરા દો આજે.

ઝુલ,

મુજો હાર હઈયેથી તુટેરે, મારી ચોળીની કસ વછુટેરે, વળી મહી
નું ગોરશ ફુટેરે.
ગોવરધનનારે સ્વામી બનો કેમ આવા, કેમ રોકો જમુનાં જવા.

ગરબી

રાગ ઉપર પ્રમાણે.

શું જાણશેરે જીવણ તારી પ્રીતો,
નવ સમજો સ્નેહની રીતી.
વનમાળીરે વનમાં વાત જે કીધી,
મારી સાસુએ સમજી લીધી.
વળી નણંદીરે કાનો કહી બોલાવે,
મને મેણાં દઈને ખીજાવે.
મારો પરણ્યો મને દુખ દેછે રે,
વળી વચન વીસેંકાક કહેછેરે,
તથી અંતર બળતું રેછેરે
પણ તોડીરે નથી પ્રિતમ તુજ પ્રિતી,
નવ સમજો સ્નેહની રીતી.
શામળીઆરે હાક મને શેદ મારો,

ના સાન કરી સમજાવો.
સહુ જાણેરે વાતો તારી મારી,
કહે કેમ આવે ગીરધારી.
કહે કેમ શામળીઓ આવેરે,
વળી સાન કરી બોલાવેરે,
ફરી સાન થકી સમજાવેરે.
માટે કહું છુંરે મોહન મારી વીતી,
નવ શમજો સ્નેહની રીતી;
કહે સાસુરે વહુજી રેહેજો ઠરી,
કેમ જાઓ શામળીઆ સંગે
વહુ કહેરે વાર લાગી કેમ વાટે
મળ્યો મોહન જમુનાં ઘાટે.
ભાગ્યું ચુડો નદીમાં નાખીરે,
કેમ ફુટી કંચુકી નાખીરે,
વાત જાણું છું સારી નઠારીરે.
તમે જોઈ રે પાણીઆણું પ્રીતી.
નવ સમજો સ્નેહની રીતી.
માટે મોહનરે આવશે નહી ઘર મારે,
હું આવીશ જમુનાં આરે
બેસી સુખ દુઃખરે વાત કરીશું વનમાં,
કો નવ જાણે જન ગોકુળમાં.
નથી જુદી હું તમથી પ્યારારે,
નવ રહેશો મુજથી ન્યારારે
છોજી પ્રાણ જીવન તમો મારારે.
કહે ગોવરધનરે કો થકી હું નવ બીતી.
નવ સમજો સ્નેહની રીતી.

વિયોગ દુખ વેઠાયના અંતર લાગે લાય,
કેમ વિના હો કામની મારી પળ એક જુગ જેવી જાય જો
પ્રેસે પાપી પ્રાણીઓ કંથ વીના કરમાય, બાણ લાગે.
વીયોગના તેથી શરીર મારૂ સુકાય. જોબન.
શીતળ વાયે વાયરા વૃક્ષ પ્રગટે આધીન,
જીવ તલશે જોડા વીના જાણે જળ વીણ જુનુ મીન. જો ૩
માહે મોહન માહરાં શીદ કીધી આ પ્રિત;
તરછોડી શ્રીકૃષ્ણ ગયા નવ ગાવા ગમે મને ગીત. જોબન
વસંત આવ્યો હો સખી ફુલ્યા ફુલ અપાર,
મધુવન એકેકે ભ્રમરો કરે મધુકર તે શું ગુંજાર. જો ૪
ફાગણ માસે હો સખી ઉડે અબીર ગુલાલ,
ફાગ રમે નર નારીઆ કંઇ ગોપી અને ગોવાળ જો
સખીઓ સહુ આનંદમાં બેઠી સ્વામી સાથ.
જોબન જીવ મારો બળે ગયા મુજી મથુરાંમાં નાથ. જો૫
ચપતર ચીત ચિંતા કરૂં રાતદીવસ રૂદન.
જંગલમાં ફરે જોગણી તેવો વઇરાગ આવે મુજ મન.જો
અંકુરે વાયે વાયરો બોલે શુક સુનાદ'
પત્ર મળે સઉ ઝાડને રૂડા સંભળાવે કોકીલ સાદ. જો. ૬
વૈશાખે વન વેડીમાં પાકી આંબે સાખ;
જારજોબનડું આમની મારૂ રહ્યું બળી થાવરાખ. જોબન.
તાપ પડે અવથી ઘેરે નદીએ ખુટયાં નીર,
સખી દાહાડા જાય છે કેમ કરી ધરૂ ધીર. જો ૭
જેઠ જદુવીર આહારા શીદ આપ્યો અવતાર,
ચંદ્ર કીરણથી તન તપે જાણે દુખીઓ ગ્યા સહુ સંસાર જો
જુગજીવન જુગતિ કરી કીધાં તનથી તાજ,

ટળવળતી રામા ફરે જોજો મધુવનમાં મહારાજ. જો ૮

અસાડે નવ આવીઆ આવ્યો મેઘ મઝાર,
ધીરજ કેમ ધરી શકું મને ગોઠે નહી ભરથાર. જોબન.
ગાજે ઘન આકાશમાં મધુરો ટહુકે મોર,
બપઈયા પીઉ પીઉ કરે સુણી ચીતડું ન રહે મુજ ઠોર જો૯

શ્રાવણું શીત પુજીઆ પુજી ગોરમા ગાય,
તે પુન્ય નાખું આ સમે મુકી ગયા અહીં વ્રજરાય. જો

નદી સરોવર નીર ભરયાં આવ્યા સપરવા દીન,
હરખે નારી હીંડતી મદ ભરયા છે સઉકાને મન. જો ૧૦

ભાદરવે ભરજોબના ભામનીઓ ભરપુર,
છોડીને છબીલા ગયા રૂડી પડી કમોદને ફુર. જોબન
ગોતી રામા ગોમતી નદીએ નાહવા જાય,
કુંકુમ વીનાકો કામની મારો ચીતમાં ચેટક થાય. ૧૧

આસો આવી રળીઆમણો દીવાળીનો દીન,
જુવો જોબન વાડીઓ નથી મધુકર જોબન વન. જોબન
હાલો હીંચે સદા સજતી સહુ શણગાર,
ગોવરધન કહે હો શખી તજી ગયા ભરથાર. જો ૧૨

## ગરબી

પડવાની પાણ પ્રિત ગુલમત ભુલીરે. એ રાગ.
પડવે પ્રાણ જીવન મુજને મેલીરે,
હરિ ગયા મથુરાં ગામ શું સાહેલીરે, ૧
બીજે બારે વાટ વાટડી જોતીરે,
આવે જો કોઈ નરનાર પુછી લેતીરે. ૨
ત્રીજે ત્રંકમ તરફડતાં શું મુકયાંરે;
આ હરિહરિ કરતાં વદન અમારાં સુકયાંરે, ૩

ચોથે ચતરૂભુજ નાથ દરશન દેજોરે,
આ દાશીની સંભાળ નીશ દીન લેજોરે, ૪
પાચમે પુરાણ કામ રહયો છે વ્યાપીરે,
હરિ વિયોગ કોમળ કાય નાખે કાપીરે. ૫
છઠીના લખીવા લેખ બહુ દુખ કાઇરે
અહો રડતી મુકી નાર ગયા મોરારીરે. ૬
સાતમના સંતાપ મુજને થાયરે,
હરિ રૂદન કરતાં રાત વીતી જાયરે, ૭
આઠમે આપી વચન ગયા છે હેલારે,
ગોકુળની સહુ નાર બની છે ઘેલારે. ૮
નોમે નરહર નાથ શીદ સંતાપોરે,
છોગાળા છબીલા છેલ દરશન આપોરે, ૯
દશમે બહુ વીયોગ દુખડાં થાયરે,
વળી હરી વીના એક પળ જુગની જાયરે. ૧૦
એકાદશીનો ઓછવ લાગે પ્યારોરે,
કરી દગો ગયો ઘનસ્યામ કામણગારોરે. ૧૧
બારશે વ્રિજનારી ઘેલી ફરતીરે,
મુકીને લોકની લાજ હરીહરી કરતીરે. ૧૨
તેરશે શ્રીકમજી મળશો જ્યારેરે;
કંકુ કાજળ કરી દેશ સમરૂ ત્યારેરે. ૧૩
ચઉદશે મારા ચીતમાં ચીંતા થાયરે;
વળી હરી વિયોગે જીવ ફટકી જાયરે, ૧૪
પુનમે જો પૂરણ શોમ પ્રકાસેરે;
પણ વિઠલ વિના વ્યર્થ મુજને ભાસેરે. ૧૫
આ પંદર તીથી જો પ્રેમ થકી કોઇ ગાશેરે,

ગોવરધનનો નાથ પરસન થાશેરે. ૧

## ગરબીઓ

મોહન મુકી દ્યો. મહીની મટુકી મારી,
ઘેલા શું થાવ છો સુણવંતા ગોરવારી. ૧
છેડો નવ ઝાલો વિઠ્ઠલજી હું વારૂ,
અમેતો અલબેલા વાલમજી વહુઆરૂ ૨
જાણે વાતલડી સાસુ મારી લડશે,
કહું શું કેશવજી નણદી મુજને નડશે. ૩
પ્રીતમ પાતળીયા પરણ્યો મારો પાપી,
જાને કહે કોઇ કાળજું કાઢે કાપી. ૪
માટે મોહનજી મુકો મુજને વાલા.
અજાણ્યા શું થવછો નંદજીના લાલા. ૫
કરગરી કહુંછુંરે તમને અંતરજામી
મળશું કોઇ દહાડે ગોવરધનના સ્વામી. ૬
જાને છોગાળા છળની વાતો જાણી;
હુંતો બીજીરે નહી એ રાધા રાણી, ૭
કહુંછું સાચુંરે કરશો નહી કંઈ ચાળો;
નહીતો મોહનરે ખાશો મુખથી ગાળો. ૮
નાંખશો હાથરે હઇયા ઉપર વાલા.
તોતો ત્રીકમરે તુંથી મોહન માલા; ૯
છોડો છેડોરે ફાટે સાળુ મારો,
તું કેહેવાયોરે કાના કામણગારો. ૧૦
આઘા રેહેજોરે ચોળીની કસ તુટે;
મસ્તાઇ કરતાં મહીની ગાગર ફુટે, ૧૧
માટે કહુંછુંરે તમને હું વીર નામી,

મુકો મારગરે ગોવરધનના સ્વામી. ૧

## લાવણી ૧

તમે ગયા મુકીને મોહન મથુરામાં,
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં;
તમે પ્રિત કરીને તરછોડી મેલી.
તે દુઃખથી આવે આંસુની હેલી;
મુજ મંદીરે આવા ધાવ ઓ શામળીયા,
તમે નારી મુકી નમેરા થયા,
કેમ રહેવાશે તે વિચારો મનમાં.
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં. ૧
ના ગોઠે ઘરમાં રજની નવ જાય,
આ ક્ષણ વિના તો પળ જુગ થાય;
સહુ ઉજડ સરખું ભાસે ગોકુળીયું,
તમ વિના નાથજી તન થઉ દુઃખીયું;
ત્રિધ વિધના આવે વિચાર મુજ મનમાં;
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં; ૨
સહુ સખીઓ ભેળી થાય મંદીર મારે.
ત્યાં કરે વારતા કંથ તણી ભારે;
તે સુણી ચાલે આંખથી જળધારા.
વળી વીઠલ કુરા વાગે બાણુકારા,
હું બની બાવરી ફરતી ગોકુળમાં,
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં. ૩
આ વાત કોણને કહું મુજ દુઃખની,
સુકાયુ તનને લાલી ગઇ મુજને;
નવ ભાવે મુજને ભોજન ભાણામાં,

નવ નિંદ્રા આવે સુતાં શય્યામાં;
મહા મદન તણા ઘા વાગે મુજ તનમાં,
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં ૪
મળવાને મોહન મન તલસે મારૂં;
નિશ્ચે જાશે આ જીવત અમારૂં,
પ્રભુ પ્રિત થકી શું પાયા પ્રભુ પ્રેમ પ્યાલા;
કેમ તરછોડીને ગયા નંદલાલા,
જાણું જોગણ થઈને જાઉં જંગલમાં,
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં. ૫
કહો ક્યાં સુધી હું કામ દુઃખ વેઠું
તમ ગમે નાથજી કરમ પડ્યું હેઠું;
પરથમથી તમને સાચા પરમાણ્યા.
આ કામણગારા કાન નતા જાણ્યા;
સંભારો તમે જે વચન આપ્યું વનમાં,
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં. ૬
આવા કપટી કાન મેં જાણ્યા હવે તમને,
મુકીને મથુરાં ગયા તમે હમને;
હવે કાળા સંગે કદી નહી જાઉં;
ધનાક મોગરી જાંબુ નહી ખાઉં;
કાળી હું કાચળી નહી પહેરૂં તનમાં,
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં. ૭
કાળાનો સંગ નહી કરૂં હવે હું તો,
ખાઈ સોગન શામળીયા વાહલો તું તો;
રહુ કહે ગોપી ગોકુળની શીર નામી,
વેહેલા વળજો ગોવરધનના સ્વામી;

મારા દોહલા દિવસ જાય બહુ દુખમાં;
ના ગમે મુજને ગોવીંદજી ઘરમાં

## લાવણી ૨

હો નાથ મોહાંગે હાથ કેમ ઝાલો છો,
શુ વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો—ટેક
મરે માથે મહીનુ માટ એંઠી નહી થાઉં;
નહી આપુ દધીનુ દાણ સમ હું ખાઉં;
માટે વીઠલ કહુ છું વાત વેગળા રહેજો.
કંઇ કેહેવું હોય તે અળગા રહીને કેજો;
તમે મનના માન્યા મોહન મન માલો છો;
શુ વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો. ૧
અણીયાળી તારી આંખ ભ્રગુટી તારી;
મોહીત કરે છે વ્રજને વાંશળી તારી;
પણ હું નહી તેની સમજી લેજો વાલા,
નહી સરે અરથ અહી કાંઇ નંદના લાલા
જેવા પોતે તેવા સહુને ભાલો છો,
શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો. ૨
મુકોને પાલવ કાટે ચુંદડી મારી;
ફુટશે મહીનું માટ ઘેલા ગીરધારી;
કોમળ આ મારો કર મરડાઇ જાશે,
નંદાશે બલોરી છુંદ જાન બહું થાશે,
ગોરશ માટ પર હાથ કેમ ડાલો છો.
શું વાંકાં વાંકા વીઠલ કેમ ચાલો છો; ૩
ફુટશે ગોળીની કશ વાગશે વાલા,
મરડાશે બાંવડી મારી નંદના લાલા.

અને નીરલજને શીખાજ હુંતો લાજુછું
કોઈ દેખે દુરીજન લોક તેથી ડરૂંછું,
સ્વામી ગોવરધનના પ્રિત ઉલા છો,
શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો. ૪

## લાવણી. ૩

કીરતાર કહે હે નાર વાત સાંભળજે,
આપીને દહીનું દાણ પછી પરવરજે. ટેક
બહુ દીપી તારા જેવી નાર ઠગારી,
આવી સમજાવા આંખે કાજળસારી,
વળી ટીલડી કીધી લાલ ગાલપર ટબકી,
અનામે મોહન માળ કાલી કંચુકી;
શ્રી કૃષ્ણ કહે તું કહ્યું મારૂં કરજે,
આપી દહીનું દાણ પછી પરવરજે. ૧
હું ફાડું તોડું હાર ગળાનો તારો,
જમુનાના ઘાટ પર લાવો દાણનો મારો;
તે કારણ નાગી મહી તારાં લુંટીશું;
આ રૂપ રંગને જોબનનો રસ લઈશું;
તે પછી રાધિકા કરવું હોય તે કરજે.
આપીને દહીનું દાણ પછી પરવરજે. ૨
તારૂં મુખડું જોઈને મન હરખે છે મારૂં,
છબીલી છોગાળી નારી માર ઉતારૂં;
બેઠાને શીતળ છાંય સંગ છે સારો,
મળાપ થશે આ વનમાં તારો મારો;
શુભ શીખ આપે શ્રીકૃષ્ણ કાનપર ધરજે,
આપીને દહીનું દાણ પછી પરવરજે. ૩

ગુલાબી રંગનો સાળુ કસબી કોરે,
ગુજ કરી સીંહના સરખી ચીનડું ચોર
પાયે નેપૂર ને ચોળી રંગ ઘેરી છે,
અણીયાળી તારી આંખ ઓઝી જેરી છે;
કહે ગોવરધનના નાથ વાત સાંભળજો,
આપીને દધીનું દાણ પછી પરવરજો. ૪

## લાવણી ૪

એવું સુણી રીશથી બોલી વ્રીજની બાળા
ચાલોને પાધરા મુકી મનના ચાળા.
મારો જાય સાથ સહીયરનો મુકી દેજો,
નવ કરો આળ અલબેલા પાંસરા રે, જો;
ફુટશે મહીનું માટ દધી વેરાશે,
મારી મોહન નવરંગ સાડી આ ભીંજાશે;
મને ડર લાગે કુરીજનનો કાનજી કાળા,
ચાલોને પાધરા મુકી મનના ચાળા ૧
જાણીને વાત આ નણદલ મારી નડશે,
સાસુની આગળ સાચાં જુઠાં કરશે;
મારી સાસુ દેશે ગાળ આળ ચઢાવે;
પરણ્યાને કહીને માર મુને ખવરાવે;
હું કહું છું એટલા માટે મોરલીવાળા;
ચાલોને પાધરા મુકી મનના ચાળા. ૨
વળી જોર કરયે જુગજીવન અહી નવ ચાલે,
કરો કો ઢોંગ ધુતવાનો કોઈ નવ ઝાલે;
મેં જાણ્યું તારૂ જોર ઢોર ચારીને,
કાઢયું છે સારૂ નામ મારી માગીને,

ફરતા વનમાં તન ઓઢી કામળી કાળા.
ચાલોને પાધરા મુકી મનના ચાળા,
શું સમજે રસ ગોરસનો લેવા કાના,
નાનડીયા નંદના બેસો છાના માના;
હું સાંખી રહુચ્છું બોલી બાલક જાણી,
તો બળશે માથાની નાર કાનુંડા દાણી;
કહે ગોવરધનના નાથ મોરલીવાળા,
ચાલોને પાધરા મુકી મનના ચાળા ૪

## લાવણી ૫

મેં જાણી તારી વાત છબીલી નારી,
જાવુંકે ચોરીને દાણ બડી ધુતારી. —— ટેક.
નાગુંદલ જો દેશે માળ સાચું જાણશેના,
હું જાણું મારું તો નાર એમ કરસેતા,
ઝુંટશે હાર હૈયાનો મોટ નંદાશે,
તો કેહેને કામણગાળી મને શું થાશે;
હું દાણ લીધા વિણ નહીં જવા દઉં નારી,
જાવુંકે ચોરીને દાણ બડી ધુતારી. ૧
પાણીની દેનારી નારી દેખી,
બોઈ તું જાત આહીરની હમને પેખી;
હાંસી કેલવું બહેલ મદની માતી,
બાલક અપજા બોલ નથી લાજ થાતી;
હું વાત જાણુચ્છુ સરવે આપણા તારી,
જાવુંકે ચોરીને દાણ બડી ધુતારી. ૨
શું ફેરે ફેરે નારી કેમ નાસેછે,
આ નાનકડાને દેખી શું ત્રાસેછે;

કહે કૃસ્ન કામની આવ કરટ તુજ કાપુ,
જે મુખમાંથી માગે તે લાવી આપું;
અહીં બેસો રામા રંગ ભરયોછે બાગી,
જાવુંછે ચોરીને દાણ બડી ધુતારી. ૩
કાનાએ કામની જેમ તેમ સમજાવી,
ઉતારીમાટ ગોરસનુ પાસ બોલાવી;
હળી મળી પ્રિતથી બેઠાં રંગ રમવાને,
વળી નાંખ્યો ગળા પર હાથ દવી જમવાને;
કહે ગોવરધનના નાથે રમાડી નારી,
જાવુંછે ચોરીને દાણ બડી ધુતારી. ૪

## લાવણી ૬

મોહન તમે મથુરાં ના જશો એ રાગ.

કરેકલ્પાંત બ્રિજ નારીરે કરેકલ્પાંત,
અમને મુકી કેમ ગયા ગોકુળથી ગીરધારી,
દુખશું કહુ હુ સાહેલીરે દુખશુ કહુ હુ સાહેલી,
ગયા શામળો તજી આંખમાં આંસુની હેલી. ૧
નાથ તમ વીસવાસે વળગી નાથ હુ વીસવાસે વળગી
દગોકરી દામોદરે મુજને કેમ કરો અળગી.
વિજોગી કેમ થાવ વહાલા વિયોગી.
તુજવિણ મુજને ગમે નહી ગોકુળમાં નંદલાલા. ૨
પ્રિતડી તમ સાથે કીધી પ્રિતડી તમસાથે,
તે માટે મોહન અપકીરતી મેં માથે લીધી.
હરિવિણ સઉ સુનુલાગેરે હરીવીણ
આવે હરદમયાદ પ્રભુના ભણકારા. ૩

વાટડી જોતી હુ આંખીરે વાટડી જોતીહુ.
ના દેખુ પ્રિતમને ઉંડો નીશ્વાસો નાખી.
વાંકુ શો પડયો અંતરજામીરે વાંક શો,
ટળવળતી મુકીને ગયા ગોવરધનના સામી.

## લાવણી ૭

છોડી કેમ ગયા પ્રાણપ્યારારે છોડી કેમ ગયા.
સ્નેહકરી પ્રથમથી પ્રિતમ દુર કરી દારા.
ઘટે નહી આવું ગીરધારીરે ઘટે નહી,
જળવીણ જેવું મરછ તેમ સહુ ટળવળતી નારી. ૧
ગાંડી થઇ ફરતી ગોકુળમાંરે ગાંડી થઇ,
કામ કાંઇ નવ કરૂ હવે હું ગોવિંદજી ઘરમાં.
ગોઠે નહી માતતાત મરારીરે ગોઠે નહી માત,
સાસુનણદ જેઠાણી પરણ્યો સરવ કર્યાં વેરી, ૨
ગાવા નહી જાઉ કદી ગરબેરે ગાવા નહી.
ગમે નહી શણગાર આખડીના આંસુ શરમ.
હાસ્ય નહી કરૂ હવે હુતો હાસ્ય નહી કરૂ હવે,
ભુલી ભાન દેહનુ કાળો જે વસ્યો કાન જુતો.
હોળી સળગાવી મુજ તનમાંરે હોળી,
વીયોગ દુખથી જીવણ જાણુ વસવું જંગલમાં.
નથી મુજ કાળજડુ હાથેરે નથી મુજ કાળજડું હાથે,
અરજ સુણી અબળાની આવો ગોરધન નાથ. ૪

## લાવણી ૮

(નાગર નંદરે મીશ જાઓ મનમોહન પીયારે. એ રાગ
સુંદર ભજરે સુંદર ભજરે, અંતે એ આવે સ.પે. ૨૬

આ વખતે જન્મ તુજ જાશે, માયામાં ગોથાં ખાશે;
પાછળ પસ્તાવો થાશે, તું સમજરે. અંતે.
જગજીવન નામ જપીશ, તો ભવસાગરથી તરીશ;
તુજ મકરથી ઉગરીશ, આયુંષ સજરે, અંતે
માટે માન મુરખ મત મેલી, હરી વીણ નહી કોઇ બેલી;
નવી સખા અને સાહેલી; શહસ્ત્ર અબજરે. અંતે.
શ્રી કૃષ્ણ નામ તરવાનું, ગોવરધન કહે કરવાનું;
તો હીણ્યું ઘ્રુડી મરવાનુ છે, અધવચરે. અંતે.

## દાણલીલા.

## ગરબી

રાધા-પાલવ તો મેલો મોહનજી, મારગડે મને જાવાદો;
આવતાં આપીશ દાણ તમારૂ, મહી મારૂ વેચવાદો.
શ્રીકૃષ્ણ-વેચતા તને કોણ ખાળેછે, સાભળને રાધેપ્યારી
મહી ગોરસનું દાણજ દેની, વેહેલી થાને વ્રિજનારી. ૨
રાધા-નારીને તું ન બોલાવીશ, છાનો રેહેને છોગાળા;
કડણ રાજછે કંસરાયનું, ગઉ ચારંતા ગોવાળા. ૩
શ્રીકૃષ્ણ-હું ગોવાળીઓ તું ગોવાલણી;ફરી ગમ તો આવજે
કંસ સરીખા સો હીમાયતી, સાથે તેડી લાવજે. ૪
રાધા-તેડી લાવું દ્યો મને જાવા, રોકી રહ્યા વ્રિજનારી;
રઘુનાથના સ્વામી શામળીયા, ઘેહેલા દીસોછો ગીરધારી. ૫
શ્રીકૃષ્ણ-ઘેલોહુ પણ દાણ નહી મુકુ, દોકલડો એકે ઓછો;
ગીરધારીએ ગોકુળ વાસ્યું, ઇંદ્ર કરતાં કૃષ્ણ મોટો. ૬
રાધા-મોટોહતું ત્યારે મથુરાં મેલી, અડધી રાતે શું આવ્યો;
પરઘેર રહીને પેટ ભરંતો, તને દાણી કોણે ઠરાવ્યો. ૭

શ્રીકૃષ્ણ-વાંકા બોલી વાર કરેછે, કેહેતો હઈંયાનો હાર તોડું;
દાણ દહીનું દેશે અગળા, નહી તો માથાનું માટ ફોડું. ૮
રાધા-હાર નહી તુટે, માટ નહી ફુટે, નગાનગરમાં પુછાશે;
રૂગનાથના શ્વામી સામળીયા, કહો ગોકુળ કેમ રહેવાશે ૯
શ્રીકૃષ્ણ-ગોકુળ રહોકે જાઓ અત્યારે, દાણ દહીનું નહી મેલું,
ચીર હરયાં તે ગયા વીસરી, કાનડાઓ કારણ પેલું. ૧૦
રાધા-નંદ તણે ઘેર નવલખ ગાયો, નોતું તે ધન ફાવ્યું છે;
માતા તારી મહી વેચંતી, હમણાં રાજ્ય આવ્યુ છે. ૧૧
શ્રીકૃષ્ણ-હમણાં હમણાં કરતી રેહેજે, મેહેણાં દેતી મહીયારી;
ધુતપણામાંહ્યું ધુતારી, ઠગપણામાંહ્યું ઠગારી. ૧૨
રાધા-તું ઠગારો તારી માનો પાળેલો, તારી માનેઅણું દેવરાવે
રૂગનાથના સ્વામી શામળીયા, આજુ તે શું કેહેવરાવે. ૧૩
શ્રીકૃષ્ણ-કહ્યા પ્રમાણે લેતો નથી, પણ તું મોકું નથી રાખતી;
અમો છઈએ રાજા મહારાજા, અમને નથી ઓળખતી. ૧૪
રાધા-ઓળખ્યુંછું તું આવ્યો નાશી, મહા વનમાં તું છાનોછું
જાદવકુળ માંયે જન્મછે તારો, નંદતણે ઘેર નાનોછું. ૧૫
કૃષ્ણ-માતા જશોદા મોયાં બળબાગી, તેના અમો છઈયે અધીકારી
મહોટા મુનીવર મરમ ન જાણે, ગોકુળ વશીયે ગઉચારી૧
રાધા-ગોચારી ગોપી ઘેર વળતાં, અમને તે તમ્મ ઓધરયાં;
રૂગનાથના સ્વામી સામળીયા.તમે જીત્યા અમે હારયાં. ૧૭

## દાણલીલા.

રાધા—તમ અજાણ્યા અમે જાણીયેરે,
મારો પાલવડો નવ તાણીએરે;
તમ સમજી રહો મન માંહેરે,
સામળીયા લાલા રહો વેગળારે, તમો વાહાલા રહે. ૧

રાધા—અહવા ગ્રોણાં માણસને લાગે ઘણાંરે,
સુગો વસ્તાં હોય જ્યાં બે જણાંરે,
તુંને નીરલજને નહી લાજરે, સામળીયા. ૯
કૃષ્ણ—નારી લાજે તે કાજ નવ સરેરે,
અહીયાં બીક તે તું કોની ધરેરે;
આવ મળીએ આપણ જણ બેયરે, મહીયારી ૧૦
રાધા—એવું નીરલજમાં બોલો સામળારે,
તારા કરના ઉતારીશ આંબળારે,
મુકો મુકોને અમારો હાથરે. સામળીયા. ૧૧
કૃષ્ણ—નારી હાથ ન મેલુ તાહરોરે,
અહીયાં અમલ થાયછે મારોરે;
માટે દાણના રોકડા મેલરે, મહીયારી. ૧૨
રાધા—અહવા નંદ બાવાનો તું છોકરોરે,
તારી પાસ નથી પઈસો રોકડોરે,
આવો કેમ મચ્છર હોયરે; શામળીયા. ૧૩
કૃષ્ણ—નારી બ્રહ્મભાણની તું છોકરીરે,
તારી પાસે નથી પઈ રોકડીરે;
આવડું કેમ અભીમાન હોયરે. મહીયારી ૧૪
રાધા—હું તો વીનતી કરશું ક્યારનીરે,
સ્વામી રૂગનાથ હારી તમ થઈરે;
મહીનું તે દાણ ના હોયરે. સામળીયા. ૧૫

## દાણલીલા.

શ્રી કૃષ્ણ—ઉભોને અલબેલડી રાધે. સાંભળને કહું વાત;
વંદ્રાવનને મારગ જાતાં, કોણછે તારી સાથ.
ઉભીને ઓરની નારીરે પુછું પરણીકે કુમારીરે.

આંજણીના આંગળડી કાળીરે, બાજુબંધ બેરખાંવાળીરે.

રાધા—સાથવાળા તારે ઘેર બેશી રહે, તારે શી પડપૂછ.
મારગ મુકી રહે વેગળો તારે માડે નથી મૂછ. ૨

આવ્યો જન પાધરી વાટેરે, સાંખુ નંદરાયને માટેરે.
તુને ક્યાનો કાનુંડો દાણીરે, પાછો તને પાંદડે પાણીરે;

કૃષ્ણ—શીછે તારી જાતડી ક્યાંછે તારૂં ગામ,
કોણ છે તારા માત પીતા શુંછે તારૂં નામ. ઉભી ૩

રાધા—આહીરની અમે જાતડી ગોકુળ મારૂં ગામ;
ભખુભાણની હું બેટડી રાણી રાધા છે મારૂં નામ. આ ૪

કૃષ્ણ—ગોવાળની નાતીને બોલવું શીખી, આવડું બોલી આજ;
વંદ્રાવનમાં ભાત ફરે, તું નફટને સો લાજ. ઉભી ૫

રાધા—લાજ વાળાછો તે જાણું ઢાંકી રાખો આપ,
વંદ્રાવનનો મારગ રોકી નીતે તપાશો લાગ. આ. ૬

કૃષ્ણ—ઝાઝાં રાખે મેંઢાં વળી ઝાઝી રાખે ગાય,
છાશ પીને મોટી થઈ ભરવાડની જાત કેહેવાય. ઉ ૭

રાધા—ગોકુળથી આવી ગોવાળણી મથુરાંથી આવ્યો કાન,
મારગમાં એકઠાં થયાં તુતે સેનાં માગેછે દાણ. આ ૮

કૃષ્ણ—ગોકુળનાં ગોવાળણી મથુરાંને મારગ જાય,
આહો કાન ફરી વળ્યો તારો પ્રીતે પાલવ સાય. ઉ. ૯

રાધા—હમો બેટી ભખુભાણની રાધા મારૂં નામ;
દાણ લેવાની ગરજ હોયતો, આવજે ગોકુળગામ. આ ૧૦

કૃષ્ણ—નંદબાવાનો હું નાનડિયો, કાનજી નામ પ્રમાણ,
દાણ લીધાવના જવા દેઉતો નંદબાવાની આણ. ઉ. ૧૧

રાધા—આણતો માનું કંસની, બીજી ન માનું કોય,
નાનો નંદ મારે નેસડે વસે, તારો નંદતેકોણજ હોય. આ ૧૨

કૃષ્ણ—કંસ તારોતે કોણછે. મે વશ કીનો મહુ દામ,

વિચારીને જોજે, તારી સુધ્ય ગઇ કે સાન. ઉભી. ૧૩
રાધા—સુધ ગઇ નથી માહરી, તારી ગઇ જેમ હોય,
સાંભળ છબલા નંદના, તારે મન વિચારીને જોય. આ. ૧૪
ક્રષ્ણ—મનમાહે તું શુ વિચારે, રાધા દાણ લેવાનો સહી.
તારી માને શું કહીયે, તને વેચવા મોકલી મહી. ઉ. ૧૫
રાધા—આવોરે ગોપીના વાલા, સાંભળ કહુ તે વેણ,
તારી માને શુ કહીયે, તારી પાસે ચરાવે ધેન. આ. ૧૬
ક્રષ્ણ—મેણાં ટુણ્ણાં કરતી રેજે, મહિયારી મદ માતી,
છાશ પીને તુ છકે ભરાણી, રંગે થઇછે રાતી. ઉ. ૧૭
રાધા—કાનજી કાળા ના કર ચાળા, મોરલીયો વાળા,
અડધી રાતે શુ નાઠા, તમો ભરીને ઉચાળા, આ. ૧૮
ક્રષ્ણ—દાણના હોકડા લેઇશુ રોકડા બીજી ના કર વાત,
વારે મારે ઝગડો થશે ફોડીશ મહિનાં માટ. ઉ. ૧૯
રાધા—દાણના હોકડા આપીશ રોકડા બીજુ ન થાયે આળ,
દાણ લીધામાં શુ સમજે, તુ નાનુ સરખુ બાળ. આ. ૨૦
ક્રષ્ણ—મહિયારી તું મદની માતી હુ નાનું સરખું બાળ,
બાળપણું તુજને દેખાડું, થાવા દે સંધ્યાકાળ. ઉભી. ૨૧
રાધા—સંધ્યાકાળે તુ શુ બતાવે સાંભળ કાળા કાન,
મહી વેચીને આવતાં હુ આપીશ તાહારૂ દાણ. આ. ૨૨
ક્રષ્ણ—તું રંગીલી રૂપની રૂડી હું છબીલો કાન,
મહિ અપેકે ન અપે તું આપની મહારાં દાણ. ઉ. ૨૩
રાધા—મહિનાં દાણ ના હોય મોહન મનમાં સમજો પેર,
મહિ પીવાનો અપ હોયતો હરી આવજો માહરે ઘેર. ૨૪
ક્રષ્ણ—ક્યારની મેણાં દેઇને કીધાં અદકાં વેર,
હેત કરી તુ આપવા ચાહે, હવે લાગેતે કડવાં ઝેર. ૨૫

રાધા--કોહોતા હરી ઘેરથી લાવ્યું કોહોતા પાઉ પાંચ;
હિમાના સ્વામી સામળા તમો મનમાં ન લાવશો કાંય;
આવો આવો નંદના છોયારે, તમે ગોકુળના મહીયારે.
વાતનો વિચારીને કહીયેરે મારગથી અગળા રહિયેરે. ૨૬

## દાણ લીલા.

ગોપી–અલ્યા કોહાનજી તું કયારે વેરો થયોજો,
તું તો શેનું માગેછે દાણજો;
મહિની મટુકી મારી ફુટશેજો,
ગોરસની થાશે હાણજો, પેલુ શું બોલે ગોવાળીયાજો. ૧
આરા ન જાણીશ કોઇ બાપડીજો,
કોઇ મળશે માથા ફેરી નારજો;
મારગ મુકીને રહેને વેગળોજો,
મારા કંસને થાશે જાણજો. પેલુશું બોલે. ૨
કૃષ્ણ--તારો કંસ કબુધી નર શું કરેજો,
મારી સંગેછે સઘળો સાથજો;
અલી દહાડી તે દાણ ચોરી જતીજો,
ઘણે દહાડે આવી મારે હાથજો, ઓછી તું જાત
આહીરનીજો. ૩
ગોપી--અલ્યા હાથની તે હોશ રખે રાખતોજો,
હાથે ચોરી જાણેછે ગામજો;
પાલવ મુકીને રહે વેગળોજો,
મારી વિજમાં થાશે જાણજો. પેલુંશું બોલે. ૪
કૃષ્ણ--અલી વિજમાં વશીને વેર વાળશુંજો,

રએ રાખતી હઈયામાં હામજો;
નંદજીના નામ પ્રતાપથીજો,
હુંતો છેદુ તારા કંસનો હામજો, ઓઢણી. ૫
ગોપી--અલ્યા કંસે કરયું તે કેમ વિસરેજો,
બાઈ હણ્યા પોતાના ત્યાંયજો;
નારીને ક્ષુટ્યો લાડકાજો,
આવી ઉછરયોછે વરજ માંયજો. ઘેલુંશું બોલે. ૬
કૃષ્ણ--વળી વ્રિજમાં વશીને ઘેર વાળશુંજો,
તુંતો જોજે અમારાં કામજો;
અવનીનો ભાર ઉતારવાજો.
ધરશું નંદકુંવર ઘેર નામજો, ઓઢણી. ૭
ગોપી--અલ્યા સાચું કહેતામાં દૂખ લાગશેજો,
પેટ માટે ચારેછે ગાયજો;
તુ આવડો મોટોરે એમાં થયોજો;
તુંને કોઇએ ન આપી કંન્યાયજો. ઘેલુંશું બોલે. ૮
કૃષ્ણ--અલી આહીરની કન્યા અમો શું કરૂંજો,
અમો સદા કહેવાયા બ્રહમચારજો;
રએ પડછાયો પાડતીજો,
તુંતો ધાબળીની ઓઢનારજો. ઓઢણી. ૯
ગોપી--અલ્યા લાખ ટકાની મારી લોબડીજો,
હીરા જડીત્ર મારોછે હારજો;
આછી પટોળી મારે પેરણેજો,
તુંતો કામળીનો ઓઢનારજો. ઘેલુંશું બોલે. ૧૦
કૃષ્ન--જેનો બ્રહ્માએ તાણો તાણીયોજો,

એનો શંકર શરિખા વણનારજો;
તેરે ઓઢણ મારે કામળીજો,
તેનો શેષ ન પામે પારજો. ઓઢી. ૧૧
ગોપી--અલ્યા શેષ સરખું તન તારૂંજો,
અમો ચંપક વરણી નારજો;
અલ્યા કાચા કનકને વેર વસ્યુંજો,
તું તો પશુ તણો પીડારજો. ઘેલુંશું બોલે. ૧૨
ક્રસ્ન--તું શાને નિસરી મહી વેચવાજો,
અલી બેશી રહેજે ઘર માંયજો;
શોભત ઘણીકે તારા બાપનેજો,
તું શાને આવે આહીં આંયજો. ઓઢી. ૧૩
ગોપી--આ વાટે સદા મહી વેચતાંજો,
જઇ પુછો જસોદા માયજો;
બાંધી મુઠી સવા લાખનીજો,
ઉઘાડીએતો પત જાયજો, ઘેલુંશું બોલે ૧૪
ક્રસ્ન--અલી ઘણી ઇચ્છાકે મહી ચાખવાજો,
મીઠી મેળવણીનો સ્વાદજો;
ફીકું પડશે તો પાછું આપીશુંજો,
તું શાને કરે વિવાદજો. ઓઢી ૧૫
ગોપી--અલ્યા ગોરસ તારૂં કોણ ગજુંજો,
જેટલું પીએ એટલું પાતજો;
વચને વેર વાદયું વાગ્યુંજો,
કદી મન મેળાવો થાતજો. ઘેલુંશુંબોલે. ૧૬
ક્રષ્ણ--અમે દાણને ગજે શું દુભીએજો,

તું તો ઘણી દીસેછે રીસાળજો;
હસીને તાળી લે હાથમાંજો,
તું પ્રિત ધરીને રસ આપજો. ઓઢી. ૧૭
ગોપી-એવા માગ્યા મુકતાફળ પામીએજો.
હઠ કરે કંઇ નહી એકજો;
લાજ નહીં તુંને લાડકાજો,
મન આણને કંઈ વીવેકજો. ઘેલું શું બોલ. ૧૮
કૃષ્ણ-અલી વીવેક ઘણોછે મન માહરેજો,
જવા નહી દેઉં નીરધારજો;
આપ્યા વીના કેમ છુટશોજો,
તારા મનશું તું વિચારજો. ઓઢી ૧૯
ગોપી-તારા મનનો વિચારમેં જાણીયોજો;
હઠથાને કરોછો હાંયજો;
મનનાં મન મળી ગયુંજો,
જેમ સાકર ભેળી દુધમાંયજો. ઘેલુશું બોલ. ૨૦
કૃષ્ણ-મીઠાં વચન તારાં માનુનીજો,
સાકર સરખા તારા બોલજો;
પ્રિતનો બાંધ્યો તુજ પાસ છુંજો,
આ આપુ તમોને કોલજો. ઓઢી. ૨૧
ગોપી રટ ભાગીને રસ વાધીયોજો,
ગોવાળણી લાગી પાયજો;
નંદજીના કુંવર કૃપાળને જો,
ઉનટ તો અંગન માવ જો. ઘેલુશું બોલ.
જે કોઇ ગાય શીખેને સાંભળે જો,
તે ફરી ન આવે ગર્ભ વાસજો;

દાણ લીલા દીના નાથજી જો,
ગુણ ગાય રતનીદા દાસજો. ઘેલુશું મોલ. ૨૩

# અભીમન્યુનો ચકાવો

સરૂ સ્વામીને વિનવું રે' ગણુપત લાગુ પાયરે;
અજોધ્યા નગરીમાં દહીંરનો વાસો. તેનાતે મસ્તક છેદારે,
દહીંર કાળે કરને કજીઆરે માંડયો,
દહીંરોમાંથી દહીં તાણી નાઠાં, ગયાં વન મોઝારરે;
વનમાં જઈ અઈલોચન જન્મ્યા.
સોના કામઠડીને રૂપાના બાલા, અઈલોચન રંખા નીસરયારે;
જઈ રેહ્યા જઈ રહ્યા વગડારે વચે,
વનરે વગડામાં એક પંખી જનાવર;
તેરે જનાવર અઈલોચન મારયા, ડોસીને ભણું બોલરે;
બહુકે બળીયો, બહુ બળવંતો.
એવોછે તો તારા બાપનું વેર લેને,
બાંધી અઈલોચને ઝાળો લાગી, આવી રહ્યા ઘર આંગણેરે.
માવડી મા મારો બાપ કોણે મારયો,
બાર બારે વરશે દીકરા બાપ કેમ સાંભર્યો;
ડોશીને ભણું બોલીરે,
તારોતે બાપ કાળા ક્રશણએ મારો.
અમેને કોડો અઈલોચન ચાલ્યા, જઈ રહ્યા વગડા વચેરે;
વનરે વગડાનાં લીલાં વૃક્ષરે વાઢયાં,
ડાળાં ડાળાં પડયાં મુકયા થડીયાં ઉપાડયા, લાકડાની બાંધી ભારીરે.

ત્યાંથી અહીંલોચન સુતારી ઘેર આવ્યો.
બાહરે સુતારી તું મારો વીરો, પેટી ઘડી મને આજરે.
બોહરે ખાનાને એકજ કોઠો,
ત્યાંથી અહીલોચન લવારી ઘેર આવ્યો,
બાહરે લવારી તું મારો વીરો. આ મને પેટી જડીઆલરે;
છત્રીસ તાળાંને બત્રીસ કુંચીઓ,
ત્યાંથી અહીલોચ ચિતારા ઘેર આવ્યો;
બાહરે ચિતારાતું મારો વીરો, પેટી ચીતરી આલ સારીરે.
ત્યાંથી અહીંલોચન દરજીડા ઘેર આવ્યો,
બાહરે દરજીડા તું મારો વીરો, આની મને ગાદી સીવી આલરે.
પેટી ઉપાડી અહીલોચન ચાલ્યા;
જઈ રહ્યા વગડારે વચેરે, વગડાની છાએ પેટી મુકીરે.
બ્રહ્મણને વેશે કાળો. ક્રષ્ણજી આવ્યા,
ક્યાં ગયાઓ મારારે જજમાન, ક્રષ્ણ વેર વાળવા બેઠોરે
કહો ગોરજી કાળો ક્રષ્ણ કેવારે હશે,
તુજ સરખાને તારારે જેવા, દેહીનું પ્રમાણું આલોરે.
હ્યો મારા ગોરજી દેહીનું પ્રમાણું,
ત્યાંથી અહીંલોચ પેટીમાં સમાણા. કાળાક્રષ્ણે તાળાં આડકા યાંરે
ગોર મારા ગોર મને બહાર કાઢો,
કોણ તારો ગોરને તું કોનો જજમાન; હું છું કાળો ક્રષ્ણરે;
પેટી હતીતે આકાશે ઉડાડી,
આકાશના દેવતા જગાડયાં આ જુદ્ધ કોણે માડયાંરે.
અહીંલોચનને કાળા ક્રષ્ણએ માંડયાં.
પેટી હતીતે પાતાળે પછાડી, પાતાળના સેશ નાગ ડોલયારે;
આવુ તે જુદ્ધ કોણેતે માડયુ.
અહીંલોચનને કાળા.ક્રષ્ણએ માંડયુ, તેનો થયો ખલકાટરે;

ત્યાંથી અપલોચન મરતુંક પામ્યા,
એમ પેટાને કાજે કૃષ્ણજી આવ્યા, જઈરહ્યા દ્વારકા ગામરે.
પેટી હતીને સુભદ્રાને આપી,
જોજોરે બેનીઆ પેટીરે ઉઘાડતા, સાચવી રાખજો પાસેરે.
નણુંદ ભોજાઈ બે માથારે ન્હુવે;
નણુંદલ તમારા ભાઈ શુ લાવ્યા તે મુજને દેખાડોરે;
પેટી હતીને સુભદ્રાએ ઉઘાડી,
ભઈનું કહ્યુ સુભદ્રાએ ન માન્યું, સાસમાં વાસ સમઈ ગયોરે.
પેહેલોરે માસ અળે વળેગયો,
બીજેને માસે સઈયરને સંભળાવ્યુ, ત્રીજાનો મરમ ન જાણ્યોરે;
ચોથે માસે માતાને સંભળાવ્યું
એ પાંચ માસે બાધીને રાખડી, છઠે તે કઠીયલ દુધરે.
સાતમેને માસ એળો ભરાવો,
એળો ભરાવીને મઈયર વળાવ્યાં,
આઠમાનો મરમ ન જાણ્યોરે,
નવમેને માસે અભિમન્યુ જન્મયા,
સોનાની સળીએ નાળ વધેરયા પાણી સાટે દુધડે નવરાવ્યારે.
ચીર ફાડીને અંગોતીયાં કીધાં,
જાદવનારે પારણાં બંધાવ્યાં, ચોખા સાટે મોતીડે વધાવ્યારે.
સાત પાંચ વરસના અભિમન્યુ થયા.
લઈ પાટીને ભણવારે ગયા, ભણી ગણી નવચંદા થયારે.
પોતાના કાકા સગઈપોરે લાવ્યા,
ઓતરા અભિમુન્યુ તારીરે નારી, વઈરાટની કુમારીરે,
લીલાને પીળા વાંસ વઢાવો, નવ રંગી ચોરી ચીતરાવોરે.
ત્યાંથી અભિમુન્યુ પરણવાને ચાલ્યા, સારા તે શુકન થાયરે.
ત્યાંથી અભિમુન્યુ સરોવરીએ આવ્યા, સુકાં સરોવર લીલા થયારે.

ત્યાંથી અભિમુન્ય બાગેળો આવ્યા, બાગેળે ભેળ: વગડાવ્યોરે.
ત્યાંથી અભિમુન્ય ચઉટામાં આવ્યા, ચઉટામાં ચમર ઢળાવેરે.
ત્યાંથી અભિમુન્ય જનીવાસે આવ્યા, કાકીજી કલુવા કરાવ્યારે.
ત્યાંથી અભિમુન્ય તોરણે આવ્યા, સાસુજી પુંખવા આવ્યારે.
ત્યાંથી અભિમુન્ય માહ્યરામાં આવ્યા. મામાજી કન્યા પધરાવ્યારે.
ત્યાંથી અભિમુન્ય ચોરીમાં આવ્યા, મામાજી દો કન્યાદાનરે.
પેહેલુંને મંગળ વરતુ ને ફરતુ, દાદાજી દો કન્યાદાનરે.
દાદાએ આલ્યા ઘોડાલાંના દાન.
બીજુને મંગળ ચોરીમાં વરત્યું, વીરાજી દો કન્યાદાનરે.
માતાએ આલ્યાં ગાવડીઓના દાન,
ત્રીજુને મંગળ ચોરીમાં વરત્યુ. વીરાજી દો કન્યાદાનરે.
વીરાજીએ આલ્યા વેલડીઓના દાન.
ચોથુને મંગળ ચોરીમાં વરત્યું, ભાભીજી દો કન્યાદાનરે,
ભાભીએ આલ્યા જોટડીઓનાં દાન,
ત્યાંથી અભિમુન્ય પરણીને ઉઠયા, માતાને પાએ લાગ્યારે,
પોતાંની માએ આશીસરે આલી,
ઘણું જીવો દીકરા ઘણો આવરદા, ઓતરા તારી નારીરે.
જોજો અભિમુન્ય તારીરે ગોરી; ગોરીછે ગુણવંતીરે.
હમારા તે કુળમાં એવીરે હીતો; વર કન્યા ન હોયરે.
પેહેલેરા પહોરના શમણાંરે લાગ્યાં.
આરે શમણાંમાં કોરા કાંકણ નાંદ્યા,
એરે શમણા દીકરી આ૦૫ંપાળ, તારાં શમણાં પડે સુકે લાકડેરે.
બીજેલા પહોરના શમણાંરે લાગ્યાં,
આરે શમણામાં કોરાં ઘરચોળાં પેહેર્યા,

એરે શમણાં દીકરી આળપંપાળ, શમણાં પડો રાંક રેઢીયેરે;
ત્રીજેલા પહોરનાં શમણાંરે લાગ્યા.
આરે શમણામાં રાયકો આણીરે આવે,
એરે શમણાં દીકરી આળપંપાળ, શમણું પડો સમુદ્રપેટ માંરે.
ચોથેલા પહોરનાં શમણાંરે લાગ્યાં,
બાળુડો અભેમુન્ય જુધે ચઢેછે ઓતરાને આણાં આવ્યાંરે.
ઓતરાના બાપની ઊંચી હવેલી,

સોના કચોળાં ને રેપાના દોરા, ઓતરા માંથેલાં ગુંથેછે,
હીરૂડી ચીરૂડી સાંઢે રતને રબારી, વેગ આવંતો દોડેરે.
માડીરે મા તમે પોઢેલાં જાગો, મા મારા આણેલાં આવ્યારે.
બાપુરે જીવો દીકરી એ શું બોલ્યા,
બારીએથી રહી રાણી ઓતરાએ પુછ્યું.
ક્યાંથી આવ્યા વીરા ક્યાં તમે જાશો.
બાળુડો અભેમુન્ય જુધે ચડેછે, ઓતરાને આણે આવેછે.
બારીએથી ઓતરાએ પડતાંરે મુક્યાં, ના રહી સુધને શાનરે.
ઓતરાને દાદે સોનીડા જગાડ્યા. વાળીઓ કાઢ આજ સારીરે.
સારી સારી કાડે નંદાએલી નીસરે;
દાદે સોનીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે;
ઓતરાને દાદે દોશીડા જગાડ્યા, ચુંદડી કાઢે આજ સારીરે.
સારી સારી કાઢે ને નુકશાન નીસરે;
દાદે ડોશીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે,
ઓતરાને દાદે મરૂડીઆ જગાડ્યા, ચુડીલા કાડે બહુ સારારે;

સારા સારા કાઢે નંદાયલા નીશરે,
દાદે મરૂડીઆને મારવા લીધો.
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાને દાદે માળીડા જગાડયા,
ગજરા કાઢે સોધા મુલનારે;
ખીલેલા કાઢે ને કરમાએલા નીસરે,
દાદે માળીડાને મારવાને લીધો.
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે;
ઓતરાને દાદે મોચીડા જગાડયા;
મોજડીઓને કાઢે મોઘાં મુલનારે.
રાતી રાતી કાઢેને કાળી કાળી નીસરે,
દાદે મોચીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે;
ઓતરાને દાદે શરઈયા જગાડયા, સારૂ સારૂ કંકુ કાઢેરે,
કંકુ કાઢેને કાજળ નીસરે,
દાદે સરઈયાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો ઓતરાના કરમનો વાંકરે.
દાદે સાસરવાશે ઓતરા વળાવ્યાં, રાયકો તેડીને જાયરે.

---

## વળામણાં.

કે મને મારીને રથડા જોડરે, બાળા રાજારે;
કે મને પુંઘે તે સાથે તેડરે, બાળા રાજારે;
કે મને પુંધે જોયાના રસ કાડરે, બાળા રાજારે;
કે આપણે સરખા સરખી જોડરે, બાળા રાજારે;

કે બાવ હું ધાઉં હથીઆરરે, બાળા રાજારે;
કે કરૂ કૌરવનો સંહારરે; બાળા રાજારે;
કે છોડી મુધ વળો પિરરે; બાળા રાજારે;
કે તમને આપુ મારા બાપનું રાજરે, બાળા રાજારે;
કે નાગી કેશ સમુળા કાઢેરે, બાળા રાજારે;
કે રથ ઉપર દેહ પછાડેરે; બાળા રાજારે;
કે રથ હાંકતો રામજીની આંણરે, બાળા રાજારે;
કે રથ એડોતો કાડુ મારા પ્રાણરે, બાળા રાજારે;
કે મારા વગડામાં રથડા રોકવારે, બાળા રાજારે;
કે મારા સસરા આગું ઓલ્યા રે, બાળા રાજારે;
કે વહુ આવતડી અમરાળીરે, બાળા રાજારે;
કે મેતો નથી દીઠી પગની પાનીરે, ઓતરા રાણીરે;
કે તારૂં રૂપ દેખી જુધે ન ચડતરે, ઓતરા રાણીરે;
કે મેતો નથી દીઠી નાકની દાંડીરે, ઓતરા રાણીરે;
કે મામા ક્રસનનો જાણે વધંશરે. ઓતરા રાણીરે;
કે મને પાટા બાંધીને પરણાવ્યોરે, ઓતરા રાણીરે;
કે મને સમરથ સાસરી દેખાડરે, બાળા રાજારે;
કે મને સાસરી જોયાનો રસ કોડરે, બાળા રાજારે;
કે મારા કાંકણ દોરા છોડાવરે, બાળા રાજારે;
કે મને મમરથ સસરો દેખાડરે, બાળા રાજારે;
કે મને ઘુંઘટ તાણ્યાના રસ કોડરે, બાળા રાજારે;
કે મને દીયર દીવરો દેખાડરે, બાળા રાજારે;
કે મને હોળી રમ્યાના રસ કોડરે, બાળા રાજારે;
કે મને નાનીશી નણદી દેખાડરે, બાળા રાજારે;
કે મને ઢીંગલે રમ્યાના રસ કોડરે, બાળા રાજારે;

કે મને સમરથ સાસુડી દેખાડરે, બાળા રાજારે;
કે મને પાયે પડયાના રસ કોડરે, બાળા રાજારે;
કે મને જેઠની જેઠાણી દેખાડરે, બાળા રાજારે;
કે મને જોડે હીંડયાના રસ કોડરે, બાળા રાજારે;
કે મને વાહુલી દેરાણી દેખાડરે, બાળા રાજારે;
કે મને વાદ લીધાના રસ કોડરે, બાળા રાજારે;
કે મારૂ માથુ વાઢીને દડો ખેલરે, બાળા રાજારે;
કે તારી કેડની કટારે મને આલરે, બાળા રાજારે;
કે મારી જમણી કુખ ધરે સુરરે, બાળા રાજારે;
કે તારી જમણી કુખના ધરેસરે, ઓતરા રાણીરે;
કે તારી કુખે મોતીગર દીકરોરે, ઓતરા રાણીરે;
કે સરી દેશે રામનું નામરે, ઓતરા રાણીરે;
કે સરી રાખશે બાપનુ નામરે, ઓતરા રાણીરે;
કે તેથી સરશે તમારૂ કામરે, ઓતરા રાણીરે;
કે તારી ઢાલડીના ઓડે મને રાખરે, બાળા રાજારે;
કે તારા આવતાં ઝીલશ બાણરે, બાળા રાજારે,
કે ઝાલી ઝાલી ઘોડલીયાની વાગરે, બાળા રાજારે;
કે મેલો મેલો ઘોડલીયાની વાગરે, ઓતરા રાણીરે;
કે મારા ચડયા થા ભાઈબંધ દેખેરે, ઓતરા રાણીરે;
કે મેતો ધાવતાં બાળ વછોડયારે, બાળા રાજારે;
કે મને તેના પ્રાસ્ચીત લાગ્યારે. બાળા રાજારે;
કે મેતો ધાવતાં ધેન વછોડયારે, બાળા રાજારે;
કે મને તેનાં પ્રાસ્ચીત લાગ્યારે, બાળા રાજારે;
કે મેતો ભાગ્યુ છાણું બાંધુરે, બાળા રાજારે;
કે મને તેનાં પ્રાશ્ચીત લાગ્યાંરે, બાળા રાજારે;

કે મેતો દીવે દીવા કીધારે, બાળા રાજરે;
કે મને તેનાં પ્રાશ્ચીત લાગ્યારે, બાળા રાજરે;
કે હુંતો પથરે પાનીઓ ધોતીરે, બાળા રાજરે;
કે મને તેનાં પ્રાશ્ચીત લાગીયારે, બાળા રાજરે;
કે મેતો વેતી નીકે દીધા પાગરે, બાળા રાજરે;
કે મને તેનાં પ્રાશ્ચીત લાગયાંરે, બાળા રાજરે;

## સાખીયો.

આધા રહો વ્રજરાજ, વારૂછું વાલમ તમને;
ફજેતી આપણુ બેની થાય, માટે જવાદોની હમને, ટેક.
સમે સમો રશ ચાખીયે, છો સમજુ મહારાજ;
આણ વિચારથી ચાલીએ, એમા નટવર નવ રહે લાજ. વા. ૧
વામાક્ષી વરણાગીઆ, શુ કરૂ અબળા નાર;
સાસરીવા ડેરે ગયું એથી નથી નીસરાતુ બહાર વારૂછું ૨
છોકરવાદી નવ કીજીએ, વીચારીએ મન માંહ;
લાડ તજો રશીયા તમે, હવડે આવી ચડશે કોઇ યાંહ. વા. ૩
પ્રીત રીત શીખ્યા નથી, ચારી જાણે ગાય;
ચતુર નભાવો નેહને, એતો કઠણ ઘણેરી વીદ્યાય. વારૂછું. ૪
હરી ભટના હરી લો વચન, હું સમજી ગઇ સહુ પેર;
સમી સંધ્યાએ આવજો, મારી સઇઅર કેરે ઘેર. વારૂછુ ૫
મળીઓ મોહન મધુપુર, સઇયર કર્યુ કામણ મુજને;
મુને ભરવા ન દીધુ નીર, શી કહું વાત આજની તુંજને. ટેક.
રૂપ રસીક ધાર્યું છેલનું ચંચળ નેન રસાળ;
શીર મારૂ ચતુરાઇ થકી, આવી ઓચીંતી કીધીઆળ. સઇ ૬
મરકલડું કરી પુછીઉં, શુંછે તમારૂં નામ;

વ્હાલા છેક ભમેરડા થયાં નહી જ્યાં મિત; આરા ૭
સોળ વરસની સુંદરી પીયું ગયા પરદેશ;
તે અબળા સંતાપે ઘણું જેનું જોબન બાળેવેશ; મા ૮
સજન તેરે કારણે સુકયો સબ શરીર,
પાપી નેન સુકત નહી તેમાં ભરભર આવે નીર; મા ૯
પંખી હુતો ઉડ અયું ઘડી ન રાખું ધીર;
જીયુજીયુ સજન સાંભરે તીખુંતીખું વાગે તીર. મારા ૧૦
સજન તુમ મત જાણીયો, તુમ પીછરે આપ ચેન,
દાજે બનકી લાકડી તેતો સીલગતહે દીન રેન; મારા ૧૧
હવે તમારા મુખનાં દરશનની રાખું આશ;
મારે મળવા આવજો દીલમાં રાખી ઉલાસ; મારા ૧૨
તારી મારી પ્રીતને તું જાણે કે હું ય,
અવર અમસ્થાં એ થકી કહેશે કે થયું સુંય; મારા. ૧૩
મારે મારા મનની મનમાં સમજી રહું,
જ્યાંય કુવાની કુપમાં જેમ સમાયજે સહુ; મારા ૧૪
એવું સુણી પ્રીતમ આવીયા દીધું આલીંગન,
આનંદ રસ ત્યાં ઉપજ્યો પેહરયાં બેઉ પરમ; મારા ૧૫

## બાળા ચરીત્રનો ગરબો.

લાગું ગણપતીને પાય, ગરબો ગાવાનું મન ધરૂરે;
સમરે સારદાજી માય, વાણી બોલ્યુની ઉચરૂરે.
વાસુદેવ તણી નાર, જેનુ નામ છે દેવકીરે;
પુન્ય વાંચી આરાર, આજ અબા શોભા થશેરે.
જેનો વીરો છે કંસ, મથુરાં પુરીનો રાજીઓરે;
કાહાડસે ભમનીનોવંશ, સુરખ મનમા ન લાજીઓરે.
એણે મારયા ખટબાળ હાથે હીંસાથી નવ ડરયોરે;

સમે આવી પોહોંચો કાળ, ઘટ પાપે પુરો ભરયોરે.
કેવકી બન્ને ભગવાન, સુધ લેજ્યો વઈકુંઠ ધણીરે;
વીનતી સુણજ્યો એ કાન. અમને આશા છે તમતણીરે.
જુગતે વીચારંચાર, દીન જાણી દયા કરીરે;
ધરો અષ્ટમી અવતાર. પુર પ્રગટયા ત્યાં શ્રી હરીરે.
જાણે કોટી ઉગ્યા સુરય, એવું તેજ ત્રીકમ તણુંરે;
તેને લાગીને પાય. ધ્યાન ધરીએ પરીબ્રહ્મનુંરે.
એમ બોલ્યા વાસુદેવ, રખે વાત તેતો જાણશેરે.
કરે યતનને તતખેવ, કંસ નિરચેરે તે મારશેરે;
લેઈ ચાલ્યા માહારાજ, વેગે આવ્યા ગોકુળ ગામમાંરે;
ત્યાંતો બેઠા માહારાજ, વીજળી લીધાંછે સાથમાંરે.
જમુનાજીએ દીધા માગ, શેષનાગે છાયા કરીરે;
બેઠા હતા રખવાળ, શેક સરવે આયુધ ધરીરે;
તે સર્વ પામીયુ નીદ્રાય, વાળે વાત જાણ પડીરે;
બાળ પ્રગટયું ઘરમાંય કંસ આવ્યો ઘોડે ચડીરે.
કહ્યું દેવકીને બાગ, મન મારવા નિશ્ચે કરયુંરે;
ખોળે બેઠું તતકાળ, જેવું મારવાનું મન ધરયુંરે.
વીજળી ઉડી આકાશ, ધીરધીર તેણે ભણીરે;
વાણી બોલી પ્રકાશ તારો વેરી ગોકુળ ભણીરે.
આમો થયો કંસરાય, વીલે મોઢે તે જોઈ રહ્યોરે;
પછી વીચારયું મન માંય, કોઈ કાતરું પેદા થયોરે.
દેવકીજીને વાસુદેવ, કાળગ્રહેમાં તે નાંખીયારે;
પાપી ચાલ્યો તતખેવ, ઘોડે પાખર માંડીયારે.
માતા જશોદાને ત્યાં, નવ નવા રંગ થાયછેરે;
તરીઆ તોરણ બંધાય, માનની મંગળ ગાયછેરે.

કહેછે નંદજી તાત, મારા ભાગ્યના ઉદે થયારે;
હરખે આવે આંસુપાત, પ્રભુજીએ કીધી દયારે.
દુધડે વરસ્યાછે મેઘ, સાકર કેરા કરા પડયારે;
આજના આનંદના એઘ, કંકુ કેરા પડા પળ્યારે.
પુત્ર પામી સજાત, વાજા વાજે વીવીધનારે;
ધન્ય નંદજી તાત, ભામણાં લેઉ એ માતનારે.
આવ્યા બ્રાહ્મણને ભાટ, પુન્યદાન કીધા ઘણારે;
ગોકુળ થયુંછે ગેધાટ, અંબામાને દો વધામણારે.
મોતીએ ભરાવી છે થાળ, ગાગરબેડીઆં ચડાવીયારે;
માનો મહીમા અકળ, પુજા વીધવીધ લાવીયારે.
પુત્ર લીધોછે ઉત્સંગ, માને ચરણે નમાવીયારે;
માજી થયાં છે પ્રસન, ખોળે બેસાડી રમાડીઆરે;
થશે પ્રથવીનો ભુપ, પ્રજા સઘળી તે પાળશેરે,
કોઇ કારણ એ રૂપ, શોક મરવાના ટાળશેરે.
સંગે સઘળી વ્રીજનાર, મીઠડાં બોલે મુકુંદજીરે;
બેરણુ કરેછે અપાર, જેને નિરખેછે નંદજીરે.
બાળચરીત્ર અપાર, એક જીભ્યાએ શુ કહુરે,
ચાંમર પામે નહી પાર, અકલ ગત્ય એની નવ લહુરે.
પેરયાં પીતાંબર સાર, કરગ્રહી સુંદર લાકડીરે;
ગળે ગુંજ્યાનો હાર, પાવે ચડવાને પાવડીરે.
શીર નાખીછે ઝુલ, ખાંધે નાખીછે કામળીરે.
વાલો કરેછે કલોલ, કાન્હી દીઠીછે શામળીરે.
ગઉચારે ગોવાળ, લીલા રચી વંદ્રાવનમાંરે;
વાણ વાપરયો રસાળ, પડયો રાધકાના તનમાંરે.
મહીનાં લેઇને દાણ, રાજ રમતા રીજ્યા ઘાણુરે;

રાધકા કેરા તે પ્રાણ, વાલે મલે નહી ક્ષણુરે.
ગોપી પામી આનંદ, વાલાજીના વીહારમાંરે;
આવ્યો ગોકુળચંદ, વાલો વરસ અગીઆરમાંરે.
નયણે ચપળ ચકોર, સુંદર વદન કે શોભતુંરે;
કહેતા થાયે વિસ્તાર, વેદપુરાણમાં આપતુંરે;
પછી મારયો કંસરાય, કેશ ગ્રહી પછાડીઆરે.
થયો મથુરાંનો રાય, માત તાત છોડાવીઆરે.
આનંદ ઓછવ થાય. સરવ સંતને તેડીઆરે;
ક્રીશ્ન નાવાને જાય, હાથી ઘોડા રથ જોડીઆરે.
બોલ્યા દેવકીજી માત, મેં તો માન્યાંછે નોતરાંરે;
એવે આવી નવરાત, રૂખી ગોરને તેડાવતાંરે.
અંબા તેડયાંછે ઘેર, જેથી પહોંચે મનની રળીરે;
પુજા કીધી બહુ પેર, પાયે લાગ્યા લળી લળીરે.
મોટા કીધાંછે હોમ. પાઠ વાંચ્યાછે અંબા માતનારે;
પારણાંનીછે નામ, ભોગ વીવીધ ભાતનારે.
બની સુંદર શોભાગ્ય, ગરબો ગાયે મરૂવે સુદરીરે;
શ્રીફળ વસ્ત્ર અપાય, જોવા બેઠા ત્યાં શ્રી હરીરે.
બોલ્યા દેવકીના કોડ. જુગ્ય વાત કશી નથીરે;
ઉભો કરેછે કરજોડી, દાસ દલપત વીનતીરે.
કોડ પુરયાં વનમાળી, દુઃખ ટાળ્યાં દુરથીરે;
મીરા કેરા ત્રાસ ટાળી, સુખો મોકલ્યો હેગુરથીરે.
ઘરબો ગાજે સુખે આય, પુજે પ્રભુજીની પાવડીરે;
દીજે ત્રીભુવનનો રાજ; આશા પુરે અંબામાડીરે.

---

ત્યાંતો ચંદ્ર રહ્યો છે કરજોડી શ્રી ગીરી.
શું વરણવું બુધિ થોડીરે, શ્રી ગીરી; ૬
પ્રભુ મુખે મોરલી ધરીછેરે શ્રી ગીરી,
ખટ મહીનાની રજની કરીછેરે, શ્રી ગીરી: ૭
સહુ રાસ રમીને આવ્યાં ઘેરરે શ્રી ગીરી,
તેની કોઇએ ન જાણી પેરરે. શ્રી ગીરી ૮
ધન્ય ધન્ય આ વરીજની ભામીરે શ્રી ગીરી.
જુવે તેનું તો મન રહે લોભીરે. શ્રી ગીરી ૯
ધન્ય ધન્ય આ વરિજની નારીરે શ્રી ગીરી,
રાસ ક્રીડા કરે શ્રી મોરારી, શ્રી ગીરી ૧૦
જે ગાય શીખે આ રાસરે શ્રી ગીરી,
તેહની શ્રી કૃષ્ણ પુરે આશરે. શ્રી ગીરી ૧૧

---

### શ્રી કૃષ્ણના દસ અવતારનો ગરબો:

મારા કૃષ્ણજીરે લાલ કૃષ્ણજીતે કંઠ કેરૂ ઝુમખુરે લાલ;
હરી હઇયા કેરો હાર મારા વાલારે કૃષ્ણજી વગાડે રૂડી વાંસળીરે લાલ,-ટેક
મારા કૃષ્ણજીરે લાલ પેહેલને રૂપે કાંનજીરે લેલ,
ધરયો મચ્છ તણો અવતાર મારાવાલારે, મચ્છે સમુદ્ર ગોળાયોરેલો
મારયો સંખાસુર દઇત મારાવાલારે. કૃષ્ણજી. ૧
મારા કૃષ્ણજીરે લાલ બીજેતે રુપે કાંનજીરે લાલ,
ધરયો મચ્છ તણો અવતાર મારા વાલારે,
કચ્છે સમુદ્ર મથન કરયોરે લાલ મેરૂનો રવઇયો મારા વાલારે.
સમુદ્રની ગોળી કરીરે લાલ ધુમ તે ગોપીનો નાથ મારા વાલારે;
શેષનાગનાં નેત્રાં કરયારે લાલ કહાડયાં તે ચઉદ રતન મારા વા-
લારે. કૃષ્ણજી.

મારા ક્રસણુજીરે લાલ, ત્રીજેને રૂપે કાંનજીરે લાલ,
ધરયો વરાહ તણો અવતાર મારા વાલારે
પ્રથવી તે દાં'ડ ઉપર ધરીરે લાલ, બેઠા તે ચંપ પતાળ મારા
વાલારે ક્રસણુજી ૩

મારા ક્રસણુજીરે લાલ; ચોથેને રૂપે કાંનજીરે લાલ
ધરયો નરૂસિંહ તણો અવતાર, મારા વાલારે,
સ્થંભ ફોડીને પ્રગટ થયારે લાલ મારયો હીરણા તે કસ્પ દઈત
મારા વાલારે, ઉગારયો પ્રેહેલાદ ભકતનેરે લાલ,
હેવા ભગત વછળ કો નાથ મારા વાલારે. ક્રસણુજી હરી ૪
મારા ક્રસણુજીરે લાલ પાંચમેને રૂપે કાંનજીરે લાલ;
ધરયો વામણ તણો અવતાર મારા વાલારે, ત્રણ ડગલાં પ્રથવી
ભરીરે લાલ, બળી ચાંપ્યો પાતળ મારા વાલારે.
ક્રસણુજી. હરી ૫

મારા ક્રસણુજીરે લાલ છઠેને રૂપે કાનજીરે લાલ;
ધરયો ફરશુરામનો અવતાર મારા વાલારે, ફરશી તે લીધી હાથ-
માંરે લાલ, છેદ્યાં ક્ષત્રીયોનાં શીશ મારા વાલારે, જનુનાને હાથે
હણીરે લાલ, વાળ્યાં પીતાનાં વેર મારા વાલારે,
ક્રસણુજી, હરી. ૬

મારા ક્રસણુજીરે લાલ સાતમેને રૂપે કાનજીરે લાલ,
ધરયો રામચંદ્રનો અવતાર મારા વાલારે, સીતા લઈ વન ની-
સરયારે લાલ; શેતુ બાંધ્યોછે પહાણ માહારા વાહાલારે, રણમાંતે
રાવણ રોળીયોરે લાલ, આપ્યાં વીભીશણ રાજ મારા વાલારે.
ક્રસણુજી, હરી. ૭
મારા ક્રસણુજીરે લાલ આઠમેને રૂપે કાહાનજીરે લાલ, ધરયો ક્રસણ
તણો અવતાર મારા વાલારે, મથુરામાં હરી પ્રગટીયારે લાલ, ગો

# માંડવો બાંધતી વખત ગાવાનું ગીત ૨ જું.

મારો માંડવો આગરે છાયો ને નેત્રે ઓછાડીઆરે,
મારે માંડવે કેળોના થંભ આછા રૂડા માંડવોરે;
મારે માંડવે કોણ કોણ આવ્યું કોણ કોણ આવશેરે,
હું તો જોઉં મારા ઝીણા ભાઈની વાટ જેને આવે રંગ રેહેશેરે,
મારે માંડવે મોતીલાલ આવ્યા હીરાલાલ આવશેરે.
હું તો જોઉં મારા માણેકલાલની વાટ, જેને આવે રંગ રેહેશેરે
મારે માંડવે કેઈ વહુ આવ્યા કઈ વહુ આવશેરે.
હું તો જોઉં મારી કેઈ વહુની વાટ, જેને આવે રંગ રેહેશેરે;
મારે માંડવે રતી વહું આવ્યાં જવેર વહુ આવશેરે.
હું તો જોઉં મારી ઇચ્છા વહુની વાટ, જેને આવે રંગ રેહેશેરે
ઇત્યાદિ.

## ગીત ૩ જું.

ઊંચા મંડપ આગરે રચાવો મેતો કોડે પગરણ માંડીઆંરે,
મંડપ ઉપર જાજમ પથરાવો મેતો કોડે પગરણ માંડીઆંરે,
જાજમ ઉપર બાજઠીયા ઢળાવો મેતો કોડે પગરણ માંડીઆંરે,
બાજઠ ઉપર બાજુઓ ઢળાવો મેતો કોડે પગરણ માંડીઆંરે,
બાજુ ઉપર પરવાળીના પાસા મેતો કોડે પગરણ માંડીઆંરે,
રમશે રમશે રાજપીપળાના રાજા મેતો કોડે પગરણ માંડીઆંરે
સામાં રમશે નાનાભાઈ દેસાઈ મેતો કોડે પગરણ માંડીઆંરે,
હાર્યા હાર્યા રાજપીપળાના રાજા મેતો કોડે પગરણ માંડીઆંરે,
જીત્યા જીત્યા નાનાભાઈ દેસાઈ મેતો કોડે પગરણ માંડીઆંરે.
જીત્યા ઉપર નોબતો વગડાવો મેતો કોડે પગરણ માંડીઆંરે,
હાર્યા ઉપર મધીડાં મુકાવો મેતો કોડે પગરણ માંડીઆંરે.

## ગીત ૪ થું.

હું તમને પુછુંરે શ્રી કરસન માંડવા સોળ રચાવ્યારે,
પેહલેને માંડવે પુતળી, બીજે બત્રીસને છાડરે,
ત્રીજેને આંદ્રાત રણુંગણે, ચોથે રંનાદેના મંડપરે,
પંચમે પગરણુ માંડીયું, છઠેના જગીઆદિ બાગરે.
સાતમે સાજન તેડાવ્યું, આઠમ અગનીના હોમરે,
નોમે તે નવખંડ તેડાવ્યું, દશમે દસરથ દેવરે;
એકાદશી અપવાસ આનંદ, બારસ રંગ્યાદિ બારરે,
તેરશે તેડાંરે આકલાં, ચોદશે મજીઠ ચોળાંરે,
પુનમે વર કંન્યા પરણાયાં પડવેજી કંન્યાના દાનરે,
પેહલુને મંગળ વરતવું, હજુએ છુ બાપની બેહીરે;
બીજુને મંગળ વરતવું હજુએ છું કાકા ભત્રીજીરે,
ત્રીજુને મંગળ વરતીયું, હજુએ છું મામા ભાણેજીરે.
ચોથુને મંગળ વરતીયું હજુએ છુ વીરાની બેહેનીરે,
પાંચમુને મંગળ વરતીયુ ગઇરે મળીવારી ગોત્રજરે,
આલીદિ બેટડી રેટડી, દીધાંદિ કંન્યાનાં દાનરે.

## પીઠી ચોળતી વખત ગાવાનુ ગીત ૫ મું.

પીઠી પીઠી ચોળોરે પીતરાણી, પેલી પીઠી ચડશેરે મારા જીયાવરને
ઉતરતીને ચડશેરે પેલાં છોડીને, પાકા તેલ ચડશેરે મારા જીયાવરને
કાચાં તેલ ચડશેરે પેલી છોડાને પડતી કેરી ખાશેરે મારા જીયાવરરે.
ગોટલાને ચુસશેરે, પેલી છોડીરે.

## ઊકરડી નાંતરતી વખત ગાવાનુ ગીત ૬ ઠ્ઠું

ઉકરડી નાંતરતાં વનમાળીરે,
જડીઆદિ સોનાના ચુડા કે ગુજરમાળીરે,

તેની ઘડાવેશ ટોટડી વનમાળીરે,
ઓપરાવેશ જમણે કાને કે ગુજરમાળીરે.
ઉકરડી નોંતરતાં વનમાળીરે,
જમડીઓકે લાડુનો ભુકો કે ગુજરમાળીરે,
તેનો ઘડાવેશ દીવડો વનમાળીરે,
ઓપરાવેશ જમણે હાથે કે ગુજરમાળીરે.

## ગીત ૭ મું.

શોભાને કુવા જળ ભરયોરે, ઇંઢેવળો સાગ;
આથમણી ડગમગેરે,
હું તમને પુછું રતી વહુરે, કેમરે કુનચ હભાઈ દુબગારે;
રાતે રમે રાણા સોગઠેરે, દહાડે દેરાણીઆની સાથ;
આથમણી ડગમગેરે.

## ઉકરડી જમાડતી વખત ગાવાનુ ગીત ૮ મુ

પાંચ વાનીનો લાડવો વનમાળીરે.
પીરશીકે મરકા વહુને ભાણે કે ગુજરમાળીરે,
જમતાં મનસુખભાઇ સાંભરયા વનમાળીરે,
ઘાલ્યા કે કાંચળી માંય કે ગુજરમાળીરે.
ભરી સભામાં પડી ગયો વનમાળીરે,
ગધેડી થઇ છે ફજેત કે ગુજરમાળીરે.

## વડીઆ પાપડ કરતી વખતે ગાવાનુ ગીત ૯ મું.

ઝરે આજ મેતો અડદા પરવત નોતરયા,
અડદા તમે તો મારે પાપડ વણવા જોગ;
મારે સજન મળાવા જો મળો.
ઝરે આજ મેં તો ચોળા પરવત નોતરયા,

ચોળા તમે તો મારે વડીલ મુકવા જોગ;
મારે સજન મળાવો જો મળ્યો,
જીરે આજએતો ઘંહુવા પરવત નોતરયા,
ઘહુ તમે તો મારે કંસાર કરવા જોગ,
મારે સજન મળાવો જો મળ્યો.
જીરે આજએતો મગ પરવત નોતરયા,
મગ તમે તો મારે પીઠી કરવા જોગ;
મારે સજન મળાવો જો મળ્યો.

## વરઘ લેવા જતાં આવાનુ ગીત ૧૦ મું.

સોનાનો થંભ હીરે જડયોરે,
થંભનુ નામ ના જાણુ વીવા ઘેર આપણેરે.
થંભનુ નામ મોતીલાલ વીવા ઘેર આપણેરે.
ડોશીવાળીયા નામ ઝવેરભાઇ વીવા ઘેર આપણેરે,
સોનાનો ગજ હીરે જડયોરે,
ડોશીવાળીયા નામ ન જાણું વીવા ઘેર આપણેરે.
બાંગી લખાણું લખ્યાં બજેરે,
લખાવટીયા નામ ન જાણુ વીવા ઘેર આપણેરે.
લખાવટીયા હીમતભાઈ નામ વીવા ઘેર આપણેરે,
સાચા માંગીએ બેઠા પુન કરે,
પુનવંતા નામ ન જાણુ વીવા ઘેર આપણેરે.
પુનવંતા નવલભાઇ નામ વીવા ઘેર આપણેરે,
ઓરડામાં લખમી વાસો વસેરે,
લખમીનું નામ ન જાણુ વીવા ઘેર આપણેરે.
લખમીનુ નામ મણી વહુ વીવા ઘેર આપણેરે.

અમને કોથળી સોઇ ભલીરે,
નાણાંવટીના નામ ન જાણુ વીવા ઘેર આપણેરે.
નાણાંવટીના માણેકલાલ નામ વીવા ઘેર આપણેરે,
હાથમાં પાટીઓ સોઇ ભલીરે,
નીશાળીયા નામ ન જાણુ વીવા ઘેર આપણેરે.
નીશાળીના ભીખાભાઇ નામ વીવા ઘેર આપણેરે.
બાંખી પરસાળે બાળક રમેરે,
બાળકનુ નામ ન જાણું વીવા ઘેર આપણેરે.
બાળકનું સુરજ બેન નામ વીવા ઘેર આપણેરે;
અતાંબાના બેડે પાણી ભરેરે,
પાણીયારી નામ ન જાણુ વીવા ઘેર આપણેરે.
પાણીયારી પરસન વહુનું નામ વીવા ઘેર આપણેરે.

## વરધ લેઈને આવે ત્યારે ગાવાનુ ગીત ૧૧ મું.

પાએ પડડા ને કેશરીઆ વાઘા,
કાને સોનાની લોળીરે, કોઇ વરધે વધાવો,
એટલે રણછોડરાય શીમાડે આવ્યા,
શીમાડે છત્ર ઢળાવોરે, કોઇ વરધે વધાવો.
એટલે રણછોડરાય ભાગોળે આવ્યા,
ભાગોળે ભેરયા વગડાવોરે કોઇ વરધ વધાવો;
એટલે રણછોડરાય ચઉટડે આવ્યા,
ચઉટડે ચમર ઢળાવોરે, કોઇ વરધ વધાવો;
એટલે રણછોડ રાય જાનીવાસે આવ્યા,
કળશે શાળીને હાથરે કોઇ વરધ વધાવો.
એટલે રણછોડરાય ખડકીએ આવ્યા,
ખડકીના ખખડયાછે કમાડરે કોઇ વરધ વધાવો,

એટલે રણછોડરાય તોરણે આવ્યા,
પોંકણાં સાસુને હાથરે કોઈ વરધ વધાવો.
એટલે રણછોડરાય માયરામાં આવ્યા,
મામાજી કન્યા પધરાવોરે કોઇ વરધ વધાવો.

## ગીત ૧૨ મું.

ગોતરડાં ઉતારોરે ગોરજી, વહુ માગેછે સવઈઓ ગોરજી,
વહુનો બાપ ભવઈઓ ગોરજી, વહુ માગેછે રોકડો ગોરજી.
વહુનો બાપ બોકડો ગોરજી, વહુ માગેછે બાજરી ગોરજી.
વહુંનો બાપ વાઘરી ગોરજી, વહું માગેછે બદામ ગોરજી.
વહુનો બાપ હજામ ગોરજી, વહુ માગેછે આરસી ગોરજી.
વહુનો બાપ પારશી ગોરજી, ઈતીયાદી.

## ગ્રહ સાંતક વખત ગાવાનું ગીત ૧૩ મું.

જીરે સાંમી તડેરે સાંઢો ચરેરે,
માડી જાયા માંડવડે આવ હુંરે સંતોશણ બેનડી.
વીરા હુંતો કશું નથી માગતી, મારી ડોટ પ્રમાણે લાવ ગુંસીઓ;
મારે તન મનીએ રતન જડાવ હુંરે શંતોશણ બેનડી.
જીરે સાંમી તડેરે સાંઢો ચરે,
માડી જાયા માંડવડે આવ હુંરે સંતોશણ બેનડી.
વીરા હુંતો કશું નથી માગતી મારા પગ પ્રમાણે લાવ સાંકળાં;
મારી કાંબીએ રતન જડાવ હુંરે શંતોશણ બેનડી;
વીરા હુંતો કશું નથી માગતી મારા હાથ પ્રમાણે લાવ ચુડીલો;
મારી ગુજરીએ રતન જડાવ હુંરે સંતોશન બેનડી.
વીરા હુંતો કશું નથી માગતી મારા કાન પ્રમાણે લાવ અકોટી;
મારી પાંદડીએ રતન જડાવ હુંરે સંતોશણ બેનડી. ઈતીયાદી.

## ગીત ૧૪ મું.

અહ! થાંત્રી વેળા ગોરી ચીસાવી બેઠા; સસરો મનાવેતો મનાઉ;
એ લાડણી આછાં ઘુંઘટ વહુને વાલેરાં લાગે.
કેતો વહુવારૂ તમને તુશીઓ ઘડાવું, તનમનીએ રતન જડાવું
એ: લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે. ઇતીયાદી.

---

## વર ઉઘલતી વખત ગાવાનું ગીત ૧૫ મું.

લાડણો તે પાંન ચાવે ને રસ ઢોળે,
લાડણો તે વળી વળી પાછું જુવે;
જાણે મારા બાપ સાથે આવે;
જાણે મારા સસરાનો રંગ રાખે,
લાડણો તે પાન ચાવેને રસ ઢોળે,
લાડણો તો વળી વળી પાછું જુવે;
જાણે મારો માડી સાથે આવે;
જાણે મારી સાસુનો રંગ રાખે;
લાડણો તે પાન ચાવેને રસ ઢોળે.
લાડણો તો વળી વળી પાછું જુવે;
જાણે મારા વીરા સાથે આવે;
જાણે મારા સાળાનો રંગ રાખે. ઇતાદી

## ગીત ૧૬ મું.

છોડી તારા મુખડે રતન જડયારે બાઇ,
રતન જડયારે નંદલાલ શેરો અજબ બનીરે બાઇ,
વર બાપા તે વર બાપા કોણ સરાય કેહેવાયરે બાઇ.
જાન સુખડી આગળ જાય સેરો અજબ બનીરે બાઇ,
વરબાપા તે વરબાપા આત્મારામ કેહેવાયરે બાઇ.
જાન સુખડી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ,

વાડી ત્યારે સુખડે રતન જડયારે બાઈ.
રતન જડયાંરે નંદલાલ શેરયો અજબ બનીરે બાઈ,
વરમાડી તે વરમાડી કેઈ બાઈ કેહેવાયરે બાઈ,
જાન સુહાળી આગળ જાય સેરયો અજબ બનારે બાઈ.
વરમાડી તે વરમાડી જીવકોર બાઈ કેહેવાયરે બાઈ,
જાન સુહાળી આગળ જાય શેરયો અજબ બનારે બાઈ.
ઈત્યાદી.

## ગીત ૧૭ મુ.

સુલતાનની વાડીમાં ઉતરયા વરરાજા,
નીશાનો લેઈ ઘોડે ચડીયા વરરાજા નોબતો વાગે,
કોણ બાઈ તમારા બાપા વરરાજા.
આતમારામ બાઈ તમારા બાપા વરરાજા.
સુલતાનની વાડીમાં ઉતરયાં વરરાજા.
નીશાનો લેઈ ઘોડે ચડીયા વરરાજા નોબતો વાગે.
કેઈ બાઈ તમારી માડી વરરાજા,
જીવકોર બાઈ તમારી માડી વરરાજા. ઈત્યાદી

## ગીત ૧૮ મુ.

બનો ઉમલ્યો ઉમલ્યો આવે છે, બનો લંકાઘડવાણુ પુરાવેછે
બનો ત્યાં થકી સોના મગાવેછે, બનો બનડીઝીઝાલ ઘડાવેછે.
બનો ઉમલ્યો ઉમલ્યો આવેછે; બનો સુરતઘડ વાણુ પુરાવેછે,
બનો ત્યાં થકી સોની તેડાવેછે, બનો બનડીઝીઝાલ ઘડાવેછે.
બનો ઉમલ્યો ઉમલ્યો આવેછે, બનો ભરૂચઘડ વાણ પુરાવેછે.
બનો ત્યાં થકી જડીયા તેડાવેછે, બનો બનડીઝીઝાલ જડાવેછે.
બનો ઉમલ્યો ઉમલ્યો આવેછે, બનો અમદાવાદ વાણ પુરાવેછે.
બનો ત્યાં થકી પટવા તેડાવેછે, બનો બનડીઝીઝાલ ગંઠાવેછે.

અને ઉમલ્યો ઉમલ્યો આવેછે, એની નગરીમાં ધુંમ મચાવેછે.
અનો ઊંઘતા લોક જગાડેછે; ઇત્યાદી.

## ગીત ૧૯ મું.

એક લીલી તે લીલી લીંવડી,
એક લીલુડાં જડીત્ર પત્રાંણરે જગલીલડી,
મારા સોય ઘોડાને બસે હાથીઆ,
મારા હાથી દેખીને વેવાઇ બીગયો,
મારી કેમ કરી રેહેશે લાજરે જગ લીલડી,
મારા જીઆ ભાઇએ સાનમાં સમજાવીયા,
મારા મોતીભાઇએ સાનમાં સમજાવીયાં,
નમારી જબેરી રાખીશું લાજરે જગલીલડી;
એક લીલી તે લીલી લીંનડી
એક લીલુડાં જડીત્ર પત્રાંણરે જગલીલડી;
મારા સોય ઘોડાને બસે હાથીઆ,
મારા ઘોડા દેખીને વેવઇ બીગયો.
મારી કેમ કરી રેહેશે લાજરે જગલીલડી,
મારા જીવાભાઇએ સાનમાં સમજાવીયાં,
મારા ઝવેરભાઇએ સાનમાં સમજાવીયા.
તમારી ભલેરી રાખીશું લાજરે જગલીલડી.

## ગીત ૨૦ મું.

મારા નવલા વેવાઇ તને વીનવું, તારી શાંકડી શેરી વળાવરે,
મારૂં મોટાનું સાજન આવશે, તારા ઉકરડા દેખીને લાજશે,
તારાં છૈઆ છોકરને મારશે, તારાં ઘરડાં બુઢાંને દાટશે;
તને નફટને નહી લાજરે, તને નીરલજને સું કહીએરે.

## ગીત ૨૧ મું.

લીંબુડી સોટીનો ચાબખોરે, એનું ડાળ નમી નમી જાય;
ડાળ નમે એનો જગ નમે, એનું નમીએલુ સાજન લોક;
નવલો વેવાઇ જપી કાગળ મોકલેરે,
હું કેમ આવું એકલોરે; મારૂ બહુદળ કંઇ ન સમાય,
મારા સાંપધોડાને બઇ હાથીઆરે મારી વેલોનો સંગે નહી પાર
મારા હાથી છાડાવુ હાટ ચોરીએરે મારા ઘોડાને ગામની ગમાંન
મારા માફા છોડાવું મેદાનમારે, મારી વેલાનું દળ ન સમાય
મારી જાંન ઉતારૂં છજાં મેડીએરે મારી જાંનરડી પડારે પરથાળ
જાન જમે ખાજાં લાડવારે તારી જાનરડી જમેરે કંસાર,
તારા હાથીને હારોનો ખીચડોરે, ઘોડાને ચણાની દાળ.

## ગીત ૨૨ મું.

કુંવર કેવો હેલે ઘોડે ચડાવ્યા, એમના વેરીને ધાસકા પડીયા.
દહીં દુધના ગોરસ ખાટાં, એમના વેરીના હઇયાંરે ફાટયાં.
દહીં દુધના ગોરસ ભર્યાંયાં, એમના વાહાલાનાં હઇયાંરે ઠર્યાંયાં,

## ગીત ૨૩ મું.

વરતો બહુરે હાશીલો વરતો બહુરે ખાંતીલો;
એની મરઘા નયણી જુવે વાટરે નગારાં વાગે ધીમ ધીમ.
વરતો સોનીડાની સેરી વચે સંચરયો,
વરને ઉતરીઓ વધાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમ ધીમ
વરતો માળીડાની શેરી વચે સંચરયો,
વરને ફુલ વધાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમ ધીમ
વરતો ગાંધીડાંની શેરી વચ્ચે સંચરયો,
વરને શ્રીફળ વધાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમ ધીમ
વરતો દોશીડાની સેરી વચ્ચે સંચરયો.
વરને સરણાદ વધાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમ ધીમ

વરતો તંબોળીડાની શેરી વચ્ચે સંચરયો.
વરને પાન વસાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમ ધીમ
ઇત્યાદી.

## સામઈયું આવે તારે ગાવાનુ ગીત ૨૪ મું.

રથ મોકા સણગારયારે આપા,
અજબ બનાકે વરના બાપા સામૈયુંરે ઓપ્યું.
રથ મોકા સણગારયારે ગાડી,
અજબ બનીકે વરની માડી સામઈયુંરે ઓપ્યું.
રથ મોકા સણગારયારે હીરા,
અજબ બનયાકે વરના વીરા સામઈયુંરે ઓપ્યું, ઇત્યાદી

## જાન આવે તારે ગાવાનુ ગીત ૨૫ મું.

ઊંચી ચઢુંરે ઊંચે રડી, જોઉ જાનોની વાટો,
જાન તે કેમ પેઠે આવશે ઊડે અબીલ ગુલાલ.
કોણ ઘોડેને કોણ હાથીએ કોણ તેડ્યાં પખાણી.
દીયર ઘોડેન જેઠ હાથીએ સસરે તેડ્યાં પખાણી.
વરરાજા પોઢ્યા પાલખી ઉપર ચમર ઢળાવો.

## ગીત ૨૬ મું,

આમનેર વેવાઇઓ બસે આબરે, વેવાઇઓના પેટડીઆમાં દુખેરે
અમદાવાદી વઇદડાઆ તેડાવોરે, વેવાઇઓને ઓશડીઆં ઘવડાવોરે,
કડવો લીમડો, માંકીરડીઆનુ ધમા પાકુ; માંહી પોઆકડ્યું.
ખુશાજીને આમલીવાં પીવરાવોરે.

---

## કલવો પીરસતી વખત ગાવાનુ ગીત ૨૭ મું.

નું તો જમ જમરે જમાઇડા કલવો, તારી માડી નહી પીરશે કલવો
તારી સાસુએ પીરસો કલવો, તારી સાસુ હઈયાની ભોળી;

તને ધીમો રાખશે ભોળી, તારી માડી તે હસવાની કપટી.
તને મીઠું નહી મળે ચપટી, તારી માડને આવડે શા મચકો,
તને ગોળ ન આપે કદી લચકો.

## પુંખતી વખત ગાવાનું ગીત ૨૮ મું.

નીકળરે નકરમી નાર, વર ઉભો બાહાર,
ઉભોરે કંઇ ઘડી બે ચાર. જાનઇઆના પગ તરવાય;
જાનરડીના મુખ કરમાય.

## ગીત ૨૯ મું.

મારી ઉમરાણુ વેવાણ જાગરે. તારા ઘર પછવાડે થયાં રડગોઠ સોનું
મારા પગ સુગોને થયા થાંભલા પેલી વેવણને લેઇ ગયા જંગલા
મારા પગ સુણીને થયા આરસી. પેલા વેવાઇને લેઇ ગયા પારસી.

ઇત્યાદિ.

## ગીત ૩૦ મું

હળવે હળવે પોંખરે મારા ઓઝારે,
બાળા વરને વાગશે સારી ચોખારે,
રવઇએ ના પોંકશ વેવણ,
રવઇઓ તારે વલોવા જોઇશે.
સાંબેલે ના પોંકશ વેવણ,
સાંબેલું તારે ખાંડવા જોઇશે.
તરાક ના પોંકશ વેવણ,
તરાક તારે કાંતવા જોઇશે.
સળીએ ના પોંકશ વેવણ,
સળીઓ તારા બાપાના પળીઆ.
સંપટે ના પોંકશ વેવણ.
સંપટ તારે દીવો કરવા જોઇશે.

જો વર ફરીએ સંચરયા, ફરીએ જીન ઢળાવોરે.
જો વર ભાગોળે સંચરયા, સામઇયું સાળાને હાથરે,
જો વર દરવાજે સંચરયા, દરવાજે દીવાને વખાણ્યારે;
જો વર ચકલે સંચરયા, ચકલે ચમર ઢળાવોરે,
જો વર જાનીવાસે સંચરયા, કળશો સાળીને હાથરે,
જો વરને નાવવાને મોકલ્યા, પીઠી સાળાને હાથરે,
જો વર ખડકીએ સંચરયા, ખડકીના ખખડયાંછે કમાડરે;
જો વર તોરણે સંચરયાં, પોંખણાં સાસુને હાથરે,
જો વર માંયરામાં સંચરયા, મામાજી કન્યા પધરાવોરે.
પેહેલુંને મંગળ વરતીયું, બીજે લે કન્યા દાનરે,
ત્રીજુંને મંગળ વતીયુ, ચોથેશું બાપના બેટડીરે;
પાંચમે પાનેતર આપીયાં, છઠ્ઠુ મામા ભાણેજીરે,
સાતમે કન્યાદાન દીજીએ કાકાએ કરયાં એ વારણાંરે.

## ગીત ૩૨ મું

વાડીમાં રથ મેલે સાંભળોરે બાડા,
અમારા માણેકલાલ તમારી રતીવહુ પરણેરે બાડા;
અમારા માણેકલાલ આણે આવે,
તમારી રતીવહુ માથું કુટે સાંભળોરે બાડા,
અમારા માણેકલાલ હાથ કાઢી,
તમારી રતીવહુ જાય નાઠી સાંભળોરે બાડા.

---

## વરકન્યા ચોરીમાં બેશે છે તે વખત ગાવાનું ગીત

હીરવા લાખના ઓરડા સાપોલયું જાય,
ફુલચંદના માંડમાં સાપોલીયું જાય.
જાય મુઠો મરડતું સાપોલીયું જાય.

જાય ધડાકા લેતુ સાપોલીયું જાય,
ઓ એના બાપા સાપોલીયું જાય,
દીકુ હોય તો કાહાડરે સાપોલીયું જાય.

## વરકન્યા પરણતી વખત ગાવાનુ ગીત ૩૪ મૂ

સુરત શેહેર વસે એક સોનારે,
સોની ઘડજે લાકડાની પોચીરે.
એની પોચીએ ઝાઝા હીરારે,
પોંચી લાવે લાકડાના વીરારે.
બાજુ બંધના સરખી પોચીરે,
મુંબાઇ શેહેર વસે એક જડીઆરે.
જડીયા જડજે લાકડાની પોચીરે,
એના પોંચીએ ઝાઝા આભારે.
પોંચી લાવે લાકડાના મામારે.
બાજુ બંધના સરખી પોંચીરે;
ભરૂચ શેહેર વસે એક પટવારે;
પટવા ગાંઠ લાકડાની પોચીરે;
એના પોંચીએ ઝાઝી આપરે;
પોંચી લાવે લાકડાના બાપરે.
બાજુબંધના સરખી પોચારે,
અમદાવાદ વસે એક ઝવેરીરે;
ઝવેરી પારખ લાકડાની પોચીરે.
એની પોચીએ ઝાઝા મોતીરે.
પોંચી લાવે લાકડાની માશીરે;
બાજુ બંધના સરખી પોચીરે.
તાંતો નવરંગ માંડવા રચીઆરે,

જીઆવર પાંણી હુતો ખડીએ ના પીઉ;
તળીયાં ઘીમાંના ઘેબર મુજને મીઠરાં લાગે.
સામા ઓરડીઆમાં અધમણ આડી
જીઆવર પરણી હુતો જોઇને ડરતી,
તળીઆં ઘીમાંના ઘેબર મુંજને મીઠરાં લાગે,
સામા ઓરડીઆમાં અધમણ મીઠુ,
જીઆવર પરણી એતો અચરજ દીઠુ
તળીઆં ઘીમાંના ઘેબર મુજને મીઠાંરે લાગે

---

લાડી આપી પાડી આપી જાનઈઆની જીજી આપી
તોય લડધા માંડવા હેઠરે.
ખડકીયે ખડ જીત્યારે આનંદ ભલા,
લોક કહેતા મોતીભાઈ જુહારે આનંદ ભલા;
એતો દીકરો પરણાવીને ઉઠયારે આનંદ ભલા,
લોક કહેતા ફુલચંદ સાચારે આનંદ ભલા,
એતો દીકરી પરણાવીને નાઠયારે આનંદ ભલા.

---

## જાન જમવા જતાં અને આવતાં ગાય છે તે ૪૩

અમે આવ્યા રંગ ભેર રમવારે,
અમે આવ્યાંતાં પ્રસન વહુને લેવારે.
અમે આવ્યાંતાં પ્રસન વહુને જોવારે,
એના જોવામાં શું જોઇએરે.

## ગીત ૪૪ મુ.

લાંબાં કુડી તે નગર સોહામણી,
માંહી બંધીએલાંરે મહીઆનાં ધીઆ,

સાહેલીરે આંબો મોરીઓ.
મારા ફોઆ બાઈના વાજંત્ર વાગીઆં,
મારા મોતીબાઈના વાજંત્ર વાગીઆં,
પેલા વેવાઈનારે પડયારે નીશાન,
સાહેલીરે આંબો મોરીઓ.
તાંબા કુંડી તે નગર સોહામણી,
માંહી બરીએલારે ગવરીનાં ધીઅ,
સાહેલીરે આંબો મોરીઓ.
મારા ફોઆ બાઈની મેડીએ દીવા બળે,
મારા હીરાલાલની મેડીએ દીવા બળે;
પેલા વેવઈનારે ઘેર અંધારાં,
સાહેલીરે આંબો મોરીઓ.
તાંબા કુંડી તે નગર સોહામણી;
માંહી બરીએલારે ગવરીનાં ધીઅ,
સાહેલીરે આંબો મોરીઓ.
મારી કેઈ વહુને પેરણુ સાડી બળી;
મારી રતી વહુને પેરણુ સાડી બળી,
પેલી વેવણનેર લેઇ ગયા ધાડી;
સાહેલીરે આંબો મોરીઓ, ઇત્યાદિ.

## ગીત ૪૫ મું.

એના માંડવે નથી કાંઇ વાંસવળી,
એના ઘરમાં નથી કોંઇ ધાર ધણી,
એના ઘરમાં ફુલચંદ મડખો માહાલે,
પેલા વખતા ખાચારાનું કાંઇ ન ચાલે;
એનાં આપણાં તાપણાંને શુંરે મઇએ.

એના માગ્યા તાગ્યાંને શુરે ગઇ છુ,
મુળજીભાઇના પરવારાને શુરે મઇએ.

## જાન જમવા બેશે તારે કંનાની તરફનુ ગાવાનુ ગીત ૪૬ મું.

ઉઠો વેવાઇઓ ભીંત પડે,
ભીંત પડેતો પડવા દે હાલુ ડોજર ભરવા દે.
આગળ ફુલચંદ પરણવાતા હાલું ડોજર ભર્યુંતું.
હવે પાંનાભાઇ પરણેછે હાલું ડોજર ભરેછે.

## વરકન્યા વળાવતી વખત ગાવાનુ ગીત ૪૭ મું.

છોડી તારૂ અણવર પાછુ વાળ, અણવરિયું બજામણું રે.
પગ ભણી જોયુ તારે લુલું દીઠું, અણવરિયું બજામણું રે.
નાક ભણી જોયું તારે ચુચુ દીઠું, અણવરિયું બજામણું રે.
આંખ ભણી જોયુ તારે કાણુ દીઠું, અણવરિયું બજામણુંરે.
કાન ભણી જોયું તારે ગુટલુ દીઠું, અણવરિયું બજામણુંરે.
હાથ ભણી જોયું તારે પાંગલું દીઠું, અણવરિયું બજામણુંરે.
મોઢાભણી જોયુ તારે બોબડું દીઠું, અણવરિયું બજામણુંરે.

## ઓરવ દેવા જાય તારે ગાયછે તે ગીત ૪૮ મું.

એના ઘર પછવાડે ઇંટ પડી, એને દીકરી આવ્યાની રીત પડી.
એના ઘર પછવાડે બાવળીઓ, એને દીકરી જણ્યાનો વાવળીઓ.
એને બારણે ગોમટીનો ગારો, એને દીકરી આવ્યાનોછે વારો.

## ગીત ૪૯ મું.

જીરે સરસત શવામીને વિનવુંરે,
જીરે ગણપત લાગુ પાય, મારૂ તારણીયુ હીરે જડ્યુરે.
મારે હીમતભાઇને ધીરજલાલનાં જોડવાંરે,

પેલા પેથાભાને બળાડાંની જોડ, મારૂં તોરણીયું હીરે જડ્યુંરે.
મારી રતી વહુને જીવકોર વહુનાં જોડવાંરે,
પેલી પેથણીને ભુંડણની જોડ, મારૂં તોરણીયું હીરે જડ્યુંરે.

### ગીત ૫૦ મું.

પેલો પેથડ બાળ કુંવારોરે મારૂજી ક્યારામાંનો કેવડો,
એને કુતરી સાથે પરણાવોરે મારૂજી ક્યારામાંનો કેવડો.
એ કેમ કરી બોલડા બોલેરે મારૂજી ક્યારામાંનો કેવડો,
કુતરી ભસશે પેથડ બોલશે એમ કરી બોલડા બોલશે.

